## : ઋણાનુબંધ :



જે ધરતીનું ધાવણ પીને આપણે ઉછરીએ છીએ એનાં પોતાનાં શિક્ષણ સંસ્કાર અને પરાધીન પ્રજા તરીકે આપણને ઉચ્ચ કેળવણીને નામે જે શિક્ષણ સંસ્કારમાં પલોટવાનો શાહી-વાદી સલ્તનતના નેજા તળે જે યોજના



વિદ્યાર્થી અવસ્થામાં લગ્નની ધૂંસરી એ જોડી દઈને માતા-પિતા વડીલ તરીકેની જવાબદારી અદા કર્યાનો આત્મસંતોષ અનુભવે છે. પરંતુ એ પરિસ્થિતિ નવજુવાનોને નવીન વાતાવરણની ઘુમરીઓ વચ્ચે ઘસડીને નવી જ સમસ્યાઓ નિર્માવે છે.



રણજીત

એટલે

મધુર સંગીત

અને

નિર્દોષ લિજ્જત



'રણજીત'નાં નવાં

આકર્ષણો

★ શહેનશાહ બાબર

★ મુમતાજ

★ વિષકન્યા

★ કારવાં

★ ચાંદ ચકોરી

★ ધના ભગત

ઉજ્જ્વળ જીવનની પવિત્ર નારીની ગૌરવકથા



સુભદ્ર ગ્રંથાવલિ : : પુસ્તક ચો.

# ઋણાનુબંધ


: લેખક :

સીતારામ જે. શર્મા



સુભદ્ર પ્રકાશન મંદિર

૨૨૭૬, બાઉઆની પોળ : રાયપુર

∴ ∴ અમદાવાદ ∴ ∴

પ્રકાશક : સીતારામ જે. શર્મા
સુભદ્ર પ્રકાશન મંદિર
૨૨૩૬ : બાઉઆની પોળ, રાયપુર : અમદાવાદ



કિંમત : અઢી રૂપીઆ

આવૃત્તિ પહેલી ∴ ∴ વિ. સં. ૨૦૦૦

: વાર્ષિક લવાજમ :

| : સ્વદેશમાં : | : વિદેશમાં : |
|---|---|
| રૂ. ૬—૦—૦ | રૂ. ૯—૦—૦ |

*

મુદ્રક :
કેશવ હ. શેઠ
ખેડાયતા મુદ્રણકલા મંદિર
ખાડીઆ : અમદાવાદ

# સમર્પણ

એક સમયે વ્યાપાર ઉદ્યોગમાં સર્વોપરિપદે વિરાજનાર, કાળબળે પરાધીન અને કંગાળ બનેલી સુજલાં સુફલાં માતૃભૂમિને, પુનઃ વ્યાપાર ઉદ્યોગમાં સ્વાધીન બનેલી જોવા ઇચ્છતા અને તે અર્થે સક્રિય પ્રયાસો કરતા



શ્રીમાન પ્રાણલાલ દેવકરણ નાનજીને

# સંચાલક તરફથી

'ઋણાનુબંધ' પહેલા વર્ષનું ચોથું પુસ્તક છે. 'સુભદ્ર ગ્રંથાવલિ'નું પ્રથમ વર્ષ પૂરૂં થાય છે. યુદ્ધજનિત પ્રતિકૂળ સંયોગોને અંગે ઉપસ્થિત થયેલી અનેક મુશ્કેલીઓ, તેમજ કાગળ, મુદ્રણ, બાંધકામ, બ્લોક બનાવવાનું ખર્ચ એ બધાની અતિ ઘણી મોંઘવારી થઇ જવા છતાં, કાર્યારંભે વાચકોને આઠસો પાનાના નક્કર વાચનનું જે વચન આપ્યું હતું, તેનું અમે સાંગોપાંગ પાલન કર્યું છે.

બીજા વર્ષમાં ગ્રંથમાળાને વધુ વિકસાવવાના અમારા મનોરથ હતા, પરંતુ વચ્ચે થયેલા ઑર્ડિનન્સના ગદાપ્રહારને લીધે, કદ અને વાચન સામગ્રી ઉપર સીત્તેર ટકા જેટલો કાપ મૂકવાની પરિસ્થિતિ નિર્માણ થઇ ગઇ છે. આવા સ્થિતિ સંજોગમાં ગમે તે રીતે ગ્રંથમાળાને ચાલુ રાખવાને બદલે, વધુ સારા સ્થિતિ સંજોગોની રાહ જોઇ, ત્યાં સુધી પ્રસ્તુત ગ્રંથમાળાના હાલના સ્વરૂપ અને ધોરણનું પ્રકાશન મોકુફ રાખવાનો નિર્ણય અમારે માટે અનિવાર્ય બની ગયો છે. એટલે 'ઋણાનુબંધ' અમારા ભાંડુઓ સમાન વાચક સમુદાયને આપી હાલ તુરત તો એમને રામ રામ કહેવા પડે છે.

આ ગ્રંથાવલિ એના એક વર્ષના અલ્પ જીવનમાં પણ ગુજરાતી વાચક સમુદાયમાં એને માટે પ્રેમ અને સદ્‌ભાવની લાગણી જન્માવી, ગુજરાતી સાહિત્યના ફાલમાં પોતાનું સ્થાન જમાવી શકી, એથી અમને સંતોષ છે. ભવિષ્યમાં સાનુકૂળ સ્થિતિ સંજોગ પ્રાપ્ત થશે તો, એ સંતોષ આ ગ્રંથાવલિના પુનઃ પ્રકાશનમાં અમને પ્રેરણા રૂપ બનશે.

ગ્રંથાવલિના સંચાલનને સરળ બનાવવામાં જે જે સન્મિત્રોએ અમને દિલભર સાથ અને હાથ આપ્યો છે, તે સહુના અમે ઋણી છીએ. એમનો એ સર્વાંગિણ સદ્‌ભાવ અમારે સારૂ સદાકાળની ઇચ્છિત વસ્તુ હતીઃ છે અને રહેશે.

અમદાવાદ<br>
વિ. સં. ૨૦૦૦

સંચાલકઃ<br>
સુભદ્ર પ્રકાશન મંદિર

# નિવેદન

'ઋણાનુબંધ'ની ઘડતર કથા વિષે મારે કંઇ કહેવું નથી. મારી આ નમ્રકૃતિ વાચક સમુદાયની સમક્ષ રજૂ કરી હું વચ્ચેથી ખસી જાઉં છું. એનામાં જેટલું સત્વ હશે તેટલી એ પ્રશંસા સાથે જીવશે: તત્ત્વવિહોણી કોઇ પણ વસ્તુને જીવવાનો હક અધિકાર નથી: કુદરતનો એ ક્રમ સાહિત્યની કૃતિઓને પણ અબાધિત રીતે લાગુ પડે છે.

આ નવલકથાનું નામ સંસ્કરણ તો 'કુળદીપક' થયું હતું. પરંતુ એક પ્રકરણ છપાઇ ગયા પછી એ નામની નવલકથા હોવાની જાણ થતાં, તુરત નામ બદલી 'ઋણાનુબંધ' રાખ્યું. એટલા ખુલાસાની આવશ્યકતા છે.

સાહિત્યવાટિકામાં કેટકેટલા રસમાળીઓ પોતપોતાની જુદી વાડીઓ જમાવીને બેઠા છે. એથી કે પછી 'મોટા' 'નાના'ના પરંપરાગત પૂર્વગ્રહોથી ઘણુંએ ગ્રંથસ્થ સાહિત્ય વિવેચનની સાચી કસોટીએ ચડી શકતું નથી. અમુક ટોળી કે વાડામાં ભળે તો જ એના સાહિત્યસર્જન તરફ અમુક વર્ગ સુંવાળી લાગણી રાખે, એવા અનુભવ ઘણાને છે. છતાં હું કોઇ વર્ગ વાડામાં ભળ્યો નથી કે ભળવા ઇચ્છતો પણ નથી.

મારી સાચી કસોટી વાચક સમુદાય છે: એમની સમક્ષ મારી અન્ય કૃતિઓની માફક આ કૃતિ સાદર કરીને સંતોષ માનું છું.

બકોરભટ્ટની પોળ
લુહારકુઇ : કડી
વિ. સં. ૨૦૦૦

સીતારામ જે. શર્મા



## :: અનુક્રમ ::

## શ્રી સીતારામ શર્માની
## કૃતિઓ

**: નવલકથા :**

ઋણાનુબંધ
સંગ્રામ
સુવર્ણપિંજર
ભારતી
દેશવટો
ભભૂકતીજ્વાલા
સુભગા
વીણા વિહારી

**: નવલિકા :**

ખાલી ખોળો
સળગતો સંસાર
જુવાનિયાંની વાતો

**: કાવ્ય :**

સ્વદેશ ગીતો
પ્રસૂનાંજલિ

**: નિબંધ :**

આપણો સંસાર

**: ચિત્રપટ :**

ગરીબ

# ૧ કુળદીપક

**લાંબા ચળકતા** એ કાળાનાગ સમા સમાંતર લોખંડી પાટા ઉપર દોડતી ગાડી આવીને નાનકડા સ્ટેશન આગળ ઊભી રહી, ત્યારે એના બીજા વર્ગના ખાનામાંથી બે મુસાફરો ઉતર્યા.

બેઉ જણા અંગ્રેજી ઢબના પોષાકમાં હતા: એક આધેડ અને બીજો યુવાન. આધેડવયના ગૃહસ્થના ગજવામાંથી ડોકિયાં કરી રહેલ સ્ટેથોસ્કોપ એના દાકતરી ધંધાની ચાડી ખાઈ રહ્યો હતો.

'મિસ્ટર, આપણી વચ્ચે એક એક્કો કરી લઈશું તો ચાલશેને?' દાકતરે સ્ટેશનના આંગણામાંથી બહાર નીકળતી વખતે પોતાના જુવાન સહ પ્રવાસીને પૂછ્યું.

'એ સિવાય છૂટકો જ નથી. કેમકે અહીં એકાદ બે એક્કા જ મળે છે. વળી તમે જ્યારે મારે જ ઘેર જાઓ છો, ત્યારે પછી...'

'તો સારું.'

જગત બને એટલું ઓછું બોલવા ઇચ્છતો હતો. ટ્રેઇનમાં પણ દાકતરે મહાપરાણે એને બોલતો કર્યો હતો.

મૂળ સ્ટેશનેથી ગાડી ઉપડી એટલે દાકતરને મૌન પાળવું અઘરું લાગ્યું એટલે એણે એકના એક સહપ્રવાસીને પૂછ્યું:

'મિસ્ટર ક્યાં જશો?'

'કાશીપુર.'

'કંઈ કામકાજ હશે?'

'એ મારું જન્મસ્થાન...'

'મારે પણ કાશીપુર જ જવું છે.'

મૌન.

'શું કરો છો?'

'અભ્યાસ.'

'એલએલ. બી., કે એમ. એ. ?'

'હજી કંઈ નક્કી નથી.'

'આર્ટ્સમાં હશો.'

'હું હમણાં બી. એ. થયો.'

'આપનું શુભ નામ ?'

આ માણસને આટલી પંચાતમાં શા માટે ઉતરવું પડતું હશે ? જગત મનમાં બબડયો. ન છૂટકે બોલતો હોય એ રીતે તેણે કહ્યું: 'જગત શૅા.'

'શૅા ?' દાકતરને આશ્ચર્ય થયું. 'ગુજરાતમાં આવી અટક નવી લાગે છે. બર્નાર્ડ શૅાનું નામ સાંભળ્યું છે, પરંતુ તે તો આયરનો વતની...'

'તમને ગમે તો શાહ કહો.'

'હવે સમજાયું. આપનું આખું નામ ?...'

'જગતકુમાર રતનચંદ શાહ.'

'રતનચંદ કપુરચંદ શાહના તમે પુત્ર ?'

'જી...હા...'

'એમને જ જોવા હું જાઉં છું...'

'શું એ માંદા છે!'

'માંદા એટલે? છેક આખરની સ્થિતિમાં. તમે જાણતા પણ નથી?'

'હું થોડા વખતથી ઈન્ડીઆની ટૂર પર હતો...'

'અત્યારે ય આવી ચડયા તે સારું થયું...મારું નામ પ્રાણલાલ પુરુષોત્તમ મહેતા...'

થોડી ક્ષણો સુધી મૌન છવાયું. તે વખતે દાકતર મહેતા જગતને ધારી ધારીને જોઇ રહ્યા હતા.

'મિ. જગત, તમને કોઈ કાશીપુર જેવા ગામડાના વતની ન ધારે...તમારા પિતા તો ભલા જીવ બહુ જ સાદા...'

મૌન.

'એમને ક્ષય લાગુ પડયો છે તે અતિશ્રમ અને પૌષ્ટિક તત્વોના અભાવથી. એ બહુ જ કરકસરથી રહેતા લાગે છે......એ વારંવાર પોતાના જગુને યાદ કરે છે, એ તમારા ભાઇ હશે.

'ના, એ મારું જ મૂળનું નામ.'

'આની ખાતર વત્સલ પિતા બુંદ બુંદ કરીને આત્માનો અભિષેક આપી રહ્યો છે, આટલી બીમાર દશામાં પણ પળેપળ એને જ ઝંખી રહ્યો છે; છતાં એને બાપ જેવા બાપની જરા જેટલી પરવા યે નથી!...' દાકતરના મગજનાં ચક્રો, દોડતી ગાડીના યંત્રો સાથે હરીફાઈ કરી રહ્યાં હતાં.

સખળડખળ એક્કામાં બેસતાં જગતે સ્ટેશનના આંગણાની લીમડીઓ નીચેની પરબ આસપાસ બેસીને ચલમો ફુંકતા પુરૂષો,

ધૂળમાં કુતરાં સાથે દોડતાં, નાકમાં લીંટ દદડતાં છોકરાં, એક ખૂણામાં ઘુમટા તાણીને બેઠેલી બેચાર સ્ત્રીઓ જોઈ. સ્ટેશન ઉપર સેવ મમરા ને મીઠાઈ વેચતા મેલાં કપડાંવાળા ભૈયાની માંખો બણબણતી દુકાનદારી જોઈ: એને જન્મભૂમિના સીમાડે પગ મૂકતાં ક્ષોભ, ચિંતા લજ્જા, અણગમો અને કુતૂહલની લાગણી થઈ.

ટ્રેઇનમાં દાકતરે પિતાના સંબંધમાં જે વાતો કરી હતી તેની અસર હવે એના દિલ પર થવા લાગી. પિતાજીની ગંભીર માંદગી: એ સંબંધમાં પોતાનું અજ્ઞાન: પોતાનું લાંબા સમયનું પત્ર મૌન; માતા–પિતાના મન ઉપર એની થયેલી અસર અને તેનું પરિણામ: એ બધા મનમાં થયા તેવા વિચારો કલ્પનાની ડાળ ઉપર કુદાકુદ કરી રહ્યા હતા. એક્કાની બન્ને બાજુ પરનાં ઝાડો પત્રો ફફડાવી એને ઠપકો આપતાં હતાં: આમ તેમ માથું હલાવીને ચાલતો એક્કાનો બળદ એના જ વર્તનની વિરૂદ્ધમાં એ રીતે મુંગો મત જાહેર કરતો હતો, એવું જગતના દિલને લાગ્યું. પોતાના દેહ તરફ એણે પહેલી વખત તટસ્થ નિરીક્ષકની નજર નાખી: અજાણ્યા, પારકા પ્રદેશનો માનવી અપરિચિત ભૂમિમાં ઓળખાણ વિનાનાં પરદેશીઓ વચ્ચે આવી ચડયો હોય, એવું, તેને પોતાનો વિચિત્ર સ્વાંગ જોઇને લાગ્યું! વિદેશી ઢબનો પોષાક પહેરીને કાશીપુર આવવા માટે એને પહેલી જ વખત ક્ષોભ થયો.

ધૂળવાળા રસ્તા ઉપર એક્કો દોડતો અને આસપાસથી ધૂળની ડમરીઓ ચડી અંદર બેસનારાઓનાં શરીર–કપડાં પર છંટાતી; રસ્તાના ખાડા ટેકરાઓને લીધે એક્કો ઊંચો નીચો થતો વારંવાર પછાડા ખાતો, એટલે અંદર બેઠેલા મુસાફરોનાં આંતરડાંની કસોટી થતી. તેથી કે જગતને ગંભીર બની ગયેલો જોવાથી પણ દાકતરે એક્કાની મુસાફરી વખતે મૌન જ સેવ્યું હતું, આથી જગતને રાહત મળી.

એક્કો ઘરઆંગણે આવીને ઊભો રહ્યો ત્યારે દાક્તરે ઉતરતાં ઉતરતાં જગતને કહ્યું: 'મિ. જગત, તમારા પિતાને એકાએક મળશો તો એમના શ્રમિત હૃદય પર હર્ષાવેશનો આઘાત થશે, માટે હું બોલાવું ત્યાં સુધી દરદી પાસે ન આવશો.'

'વારુ.' કહી હાથમાં હેટ સાથે જગત આંગણા સુધી ગયો. એની બા ચંપા બારણા આગળ જ ઊભી હતી, પણ 'જંગલાશાહી' પોષાકવાળા પુત્રને એ ઓળખી શકી નહિ.

વ્યવહારુ દાક્તર એ વાત કળી ગયો. એણે કહ્યું: 'ચંપાબહેન, આ ભાઈને ન ઓળખ્યા ? એ તો તમારો જગતકુમાર...'

દીકરાનું નામ સાંભળતાં જ 'મારો જગુ !' કહેતી ચંપા ઠંડી લાગણીથી ટાઢાબોળ બની ગયેલા જગત તરફ દોડીને એને ભેટી પડી ! 'હું મરું, મારો જગુ ! આવ બેટા !...લૈ કેટલા દિવસ પછી...' માડીએ દીકરાને કપાળે, ગાલ ઉપર, હાથના પંજા ઉપર અનેક બચીઓ વર્ષાવી.

જગતની હેટ દબાઈ ને કચડાતી હતી: એનું કડક કોલર બેવડ વળી જતું હતું: એની 'બો' અવ્યવસ્થિત થઈ ગઈ હતી. જગત એની ચિંતામાં પડી ગયો, ત્યારે પણ પુત્રપ્રેમના ઉમળકાથી ચંપા એના ગળાની આસપાસ વા'લપની બાથ ભરી એના કપાળને માતૃહૃદયનાં અમીની ચુંબન છાપોથી ભીંજવી રહી હતી.

મેલાંઘેલાં લુગડાં વાળી ચંપાના નાકમાંની છીંકણીની બદબો તરફ જગતનું લક્ષ કેન્દ્રિત થયું હતું. દરરોજ દસ-પંદર સીગરેટ સળગાવતા પુત્રને માનાં વસ્ત્રોમાંથી મેલની વાસ આવી, એના હોઠ-નાકમાંથી તપખીરની દુર્ગંધ આવી; એણે માડીની વત્સલ બાથમાંથી છૂટવા તરફડિયાં માર્યાં !

'હવે બહુ થયું, બાપુ! હવે જરા આઘી ખસીશ?...કેટલી છીંકણી ગંધાય છે?...'

હૅટ અને કૉલર ટાઈ સરખાં કરતાં કરતાં એણે ફરીથી કહ્યું: 'આવું ન કરે તો ય ચાલે!'

દરદીના ઓરડામાં જતાં જતાં દાક્તર આ ઘટના જોઈ રહ્યો હતો. જગતનો માડી સાથેનો એ વર્તાવ જોઈ એ મનમાં ફફડી ઊઠ્યો: 'આ નકલી જંગલા બનનારાઓ ક્યાં જાણે છે કે અસલી જંગલાઓના દેશમાં એમની માતાઓ પોતાના પુત્રને તો આ જ રીતે મળે છે. ઘણે દિવસે ઘેર આવેલા દીકરા સાથે એ કંઈ હસ્તધૂનન કરતી નથી, પરંતુ દીકરાને ગાલે, કપાળે અને માથે મીઠાં ચુંબનોની જ ઝડી વર્ષાવે છે! પૃથ્વીના પડ પર સર્વ સ્થળે, સર્વ માતાઓ સંતાન જોઇને આમ જ ગાંડી ને ઘેલી બની જાય છે.'

પુત્રે છાસિયું કર્યું છતાં માતા હજી વહાલથી એના હાથને પંપાળી રહી હતી. એને દાક્તરે કહ્યું: 'ચંપાબહેન, હમણાં જગતકુમારને બીજે બેસાડજો, હું કહું ત્યારે એમને દરદી પાસે મોકલજો.'

જગત એના બાપુની નિત્યની બેઠકના મેલા ગાદીતકિયા પર જેમ તેમ કરીને બેઠો; ત્યારે ય માતાની વાતોનો અખૂટ ઝરો વહી રહ્યો હતો:

'લે! તારો તો નહિ કાગળ કે પત્તર; દા'ડે દા'ડે એમની તબિયત લથડતી જાય છે; કેટલું કર્યું ત્યારે આ દાક્તરને બોલાવ્યો... એ બચારા જીવ તને જોવા કેટકેટલાં વળખાં મારી રહ્યા છે. મારો જગલો, મારો જગલો કરતા મોંઢામાં જીભ જ ઘાલતા નથી...'

જગતના કાને જગલો શબ્દ પડતો ત્યારે કોઈ વીણી વીણીને એને તિક્ષ્ણ અણીવાળાં તીર મારતું હોય એવું એને થતું.

માને મુખે વારંવાર જગલો, જગલો બોલાતો જોઇ એ કંટાળી ગયો.

'બા, દાકતરના સાંભળતાં મને હવે જગનો કહીશ નહિ...'

'ઠીક ભૈ. પછી તો એ રોજ કહે, મારો જગલો હવે બારથો જાટલીમન થૈ ગ્યો છે...'

'બા, મને જગત...'

'વારૂ વારૂ ભૈ...'

'હું હવે બી. એ. થયો...'

'હા, હા, તે એ પણ ભૈ એ જ કહેતા હતા અને આટઆટલી માંદગી છતાં કહે મારો જગલો હવે તો મામલેદાર કે બાલીસ્ટણ થવાનો...ઠીક ત્યારે ભૈ, તું અહીં બેસ્ય, દાકતર આવ્યા છે એટલે હું એમની પાસે જઉં...'

ચંપા ગઈ એટલે જગતે હેટ લટકાવવા ખીંટી શોધી કાઢી. જૂના જમાનાની, બેડોળ, મેલી, ધૂળવાળી ખીંટી પર હેટ–કોટ ભરાવતાં એને સુગ અને ચીડ બેઉ ચડ્યાં.

એને ગાદી, તકિયો, ચોપડાનાં પોટલાં, ઘર, બધું ગંદુ, મેલું, અગવડવાળું લાગવા માંડ્યું.

કશું જ કામ ન હોવાથી એણે બાજુમાં પડેલી મેલી પોટલી છોડી. એમાં એક મોટી થેલીમાં સાચવીને ગોઠવી રાખેલા કાગળો કાઢ્યા. એ બધા જગતના જ પત્રો હતા, એમાં એના કેટલાક ફોટોગ્રાફ્સ પણ હતા.

કૌતુહલથી એ કાગળો ઉથલાવવા લાગ્યો. લાંબા લાંબા અંતરે એ પત્રો લખાયા હતા: એમાં વારંવાર પૈસાની જ માગણીઓ કરેલી હતી.

જેમ જેમ એ પોતાના પત્રો વાંચતો ગયો તેમ તેમ એની દૃષ્ટિ આગળનો વર્તમાનનો પડદો વીંટળાઈ, ભૂતકાળનો પટ પથરાતો ચાલ્યો.

એમાં એણે પોતાને જગલા સ્વરૂપે જોયો. નાનકડી પોતડી પહેરી, મેલા કપડાનું દફ્તર લઈ એ ગુજરાતી શાળામાં જતો હતો. એનાં પગમાં સાંકળાં, હાથમાં કલ્લીઓ અને કાનમાં સોનાની બુટ્ટીઓનો શણગાર હતો. એને એ જગુડાની બાળમૂર્તિ અનાકર્ષક લાગી. એણે પોતાના કાનની બુટીઓ પર આંગળી ફેરવી જોઈ. 'છોકરાંનાં શરીર વીંધાવનારાં માબાપ કેવાં જંગલી !'...એકાએક એની કલ્પનાએ કુદકો માર્યો. તે પાંચ હજાર માઈલ દૂરના પ્રદેશને કલ્પના પટ પર જોવા લાગ્યો. 'યુરોપનાં માબાપ સંતાનોને કેવી સરસ રીતે ઉછેરે છે ?... એ જોતાં હિંદમાં જન્મવું એ જ દુર્ભાગ્ય !'

એના મનની આંખ આગળ પિતા ને બા સાથે વાતો કરતાં રજુ થયાં. બા પોતાના એકના એક બાલપુત્રને શહેરનાં લોકો વચ્ચે ભણાવવા મોકલવા નારાજ હતી. પિતા આગ્રહી હતા. એ કહી રહ્યા હતા : 'તને સમજણ ના પડે. મારે આપડા જગલાને વકીલ, બારીસ્ટર કે પછી મામલતદાર બનાવવો છે. મારે કોરટ કચેરીઓમાં કામને અંગે રખડવું પડે છે એટલે અમને એ બધા જાટલીમેનોની ખબર પડે. એંહૂ, વકીલ, બારીસ્ટર તો ભલભલા મામલતદાર કે જડજને પણ દમ મારે...તેં એ જોયું હોય તો...માટે જ કહું છું કે આપણા જગલાને એવો વકીલ બનાવવો છે... આ તું પરણીને આવી તે દા'ડાનો આ વિચાર તો મેં મનમાં ગોઠવી રાખ્યો છે.'

બાનું મન માનતું નથી. એ રૂદન કરે છે. કુટુંબના મોટેરાઓ પણ રતનચંદને બહુ બહુ સમજાવે છે. કોઈએ કહ્યું : 'ગામડાના

છોકરાને શહેરી લોકો ભેળું ફાવે નહિ...ગાડી-મોટરમાં આવી જાય... વિસવાસી લોકો વટલાવી દે...' છતાં રતનચંદ એકનો બે ન થયો. ફરીથી બીજી સલાહો એની સામે ફેંકાઈ: 'અંગરેજી ભણતરથી છોકરાં વંઠી જાય, બાપદાદાનો ધંધો ભૂલી જાય, ગામડી માબાપથી શરમાય.' એ દલીલોના પણ એણે જડબાંતોડ જવાબો આપ્યા. છેલ્લી વખત 'શહેરનું ભારે ખરચ...આપણાથી એ પોષાય નહિ...' એવો ભય એને એક વૃદ્ધ વડીલે બતાવ્યો, છતાં રતનચંદ તેથી પણ અટક્યો નહિ. એથી કંટાળીને સ્વજનોએ કહ્યું: 'ત્યારે તારી મરજીમાં આવે તેમ કર, છોકરો તારો છે. પણ પાછળથી પસ્તાવાનો વખત ન આવે એટલું જોજે.'

ચંપાએ તો છેલ્લી ઘડી સુધી હૈયાની વરાળને આંખો વાટે ઠાલવી ઠાલવી પતિની છાતી ભીંજાવી, છતાં રતનચંદનો નિશ્ચય અટલ રહ્યો.

જગતે બાળ જગલાને કાશીપુરના સ્ટેશન ઉપર સ્વજનો વચ્ચે વીંટળાઇને ઊભેલો જોયો. સહુ એને વિવિધ પ્રકારની સૂચનાઓ આપી રહ્યું હતું: જગલો એમાંથી બહુ ઓછું સમજતો...માત્ર વહાલું વતન છોડતી વખતે એની આંખોને બારણે આંસુનાં તોરણે ટીંગાઈ રહ્યાં હતાં. છેલ્લી વખત, ગાડી ઉપડતાં ચંપા ધ્રૂસકે ધ્રૂસકે રોઈ એને જોઇને જગલો પણ ડૂસકાં લઈ લઇને રડવા લાગ્યો...એ રોતી સુરત જગલા તરફ, એ વખતના એની વેશભૂષા તરફ જગતને અણગમો થયો...

પહેલી વખત શહેરમાં રહેવા ગયેલા જગલાને થયેલું કૌતુક, ગભરાટ; નાગરિકોનાં સંતાનો તરફથી એ ગામડિયાની થતી છેડછાડ, મજાક મશ્કરીઓ અને તોફાનોથી અકળાતો જગલો, એની કલ્પનાની આંખ આગળ આવીને ખડો થયો. એ બિચારો શહેરી સ્વજનની

કંજુસાઈ ભરી અતડી રીતભાત અને તુમાખી વ્યવહારથી એકલો એકલો સીઝાતો, રિબાતો, અકળાતો. એની ઉમ્મરના પોળના છોકરાઓ એનાથી અતડા રહી એને એકલવાયો, અટૂલો બનાવી, ઘણી વખત તો એનાં એ અપમાન કરીને હસતા, ત્યારે જગલો એકલો એકલો રડી પડતો.

એક દિવસ પોળમાંના એક ઊંચા ઓટલાવાળા મોટા મકાનના જાડા થાંભલા પાછળ સંતાઇને અપમાનિત અને એકલવાયો જગુડો રડતો હતો, ત્યારે એને એક સમવયસ્ક છોકરાએ આશ્વાસન આપી મિત્ર બનાવ્યો. એ પરોપકારી અને દયાળુ નાનકડા અનંતની બાલમૂર્ત્તિને અત્યારના પોતાના પ્રિયમિત્ર અનંતની અંદર ઓતપ્રોત બનેલી જોઈ...

ધીરે ધીરે જગલો શહેરને અનુકૂળ બનવા લાગ્યો, ધીરે ધીરે શહેર, શાળા અને શેરીનું વાતાવરણ એને અનુકૂળ બનતું ચાલ્યું. પહેલી જ વેકેશનમાં એ કાશીપુર ગયો ત્યારે ત્યાંના લોકોમાં જગુભાઈ શહેરી લાગવા માંડ્યો...

બાજુમાંથી એક ઉંદરડી દોડીને ઓરડા તરફ ગઇ, એની પાછળ મોટી બિલાડીએ છલંગ મારી, એના અવાજે જગતનું સ્વપ્નદર્શન અટકી ગયું.

'કોણ જાણે ડાકતર શું કરતો હશે?' એ કંટાળ્યો એટલે વખત વીતાવવા પાસે પડેલો ચોપડો ઉપાડી એણે ફેંદવા માંડ્યો. એક પાના પર એણે જગુનું નામ જોયું, એટલે વાંચવા લાગ્યો. પોતાની ઉપર પિતાએ મોકલાવેલાં નાણાંની એ લાંબી નોંધ હતી. એ રકમ કેટલાક હજાર ઉપર પહોંચી ગઇ હતી.

કરકસરને લીધે પિતાને લાગુ પડેલો ક્ષય અને પોતાની પાછળ છૂટા હાથે ખર્ચેલા હજારો રૂપિયા એ બેઉનો જીવનમાં પહેલ

વહેલો એને તુલનાત્મક વિચાર થયો. વિદેશીઓનું અનુકરણ કરવા મથામણ કરતા જગતને પહેલી જ વખત કુટુંબની આર્થિક પરિસ્થિતિ વાસ્તવવાદી દૃષ્ટિએ વિચારવાની લાગણી થઇ.

'અમે કંઇ ધનવાન નથી. ધીરધાર અને નાનકડી દુકાનમાંથી બાપાજી થોડીઘણી કમાણી કરે; તેમાંથી ઘરખર્ચ નીકળી શકે. એ દશામાં મારી પાછળ આટલું બધું ખર્ચ કરવાથી એમને કેટલી બધી નાણાં ભીડ વેઠવી પડી હશે? એનું જ પરિણામ એમની આ ગંભીર માંદગીમાં આવ્યું...'

એને પિતાના આપભોગનો ખ્યાલ થયો. વત્સલ વડીલ તરફ એને માન થયું.

'મારા આ બધા કાગળોમાં મેં કાયમ પૈસાની જ માગણી કરી છે! ઉતાવળથી પાંચ સાત લીટીઓ લખી નાખી, હરેક વખતે 'પૈસા મોકલજો' એ જ આગ્રહ કર્યો છે. આ માટે કે બાપુજી સારુ તો ભાગ્યે જ એમાં એક અક્ષર પણ પાડયો છે! માથેરાન, મહાબળેશ્વર, આબુ, દિલ્હી, આગ્રા, કલકત્તા અને મદ્રાસની ખર્ચાળ મુસાફરીઓમાં મેં બધી વેકેશનો વીતાવી...ગામડા ગામને ઘેર આવવાનો તો મને વિચાર સુદ્ધાં થયો નહિ...આ બધું ગજા ઉપરવટનું જ ખર્ચ, છતાં પ્રેમાળ પિતાએ કદી કરકસર કરવાની સૂચના પણ કરી નહોતી...'

કોઇકનો પગરવ સંભળાયો એટલે જગતે ચોપડો બાજુ પર મૂકી સામે જોયું.

સાદાં વસ્ત્રો પહેરેલી, સાડીનું સોડિયું વાળીને ઊભી રહેલી વીજળી એની નજરે દેખાઇ.

પતિની નજર સાથું નજર મળતાં જ એના નિર્મળ વદન પર આછી સ્મિતરેખા ઝબુકી ગઇ—અંધારી રાતમાં એકાએક વીજળીનો ઝબકારો થાય તેમ.

'આ...યા...!'

જગતને અવાચક જોઈ એણે મમતાથી પૂછયું. પત્નીની ગ્રામીણતા, એની ગામઠી ભાષા, એનો ઘુંઘટપટ એ બધું જગતને કંટાળા રૂપ લાગ્યું.

પરંતુ પતિદર્શને, વીજળીના હૈયામાં, ચંદ્ર ઉગતાં સાગર હૈયે તરંગો ઉછળે એવી યૌવન ભરતી ચડી રહી હતી: એની રગેરગમાં રક્ત દોડાદોડ કરી રહ્યું હતું: એનાં નિખાલસ નયનોમાંથી આમંત્રણના મૌન ઇશારા થઈ રહ્યા હતા. છતાં ઘણે સમયે ઘેર આવેલો એનો યુવાન પતિ બરફરાશિ જેવો સ્થિર અને લાગણી વિહોણો, જડની જેમ શૂન્યમનસ્ક બની ગયો હતો.

'ચ્યમ કાંઇ બોલતા નથી? આટલા બધા...'

ચંપા પુત્રને બોલાવવા આવી ચડી, એટલે વીજળીના દિલની વાત પર શરમની વીજળી પડી!

'ભૈ, ચાલ!'

'આવ્યો બા!'

વડીલોના વાત્સલ્યનો ચોપડે નોંધાયલો પુરાવો મેળવી મૃદુ બનેલા જગતનું મોં 'બા' કહેતાં ભરાઇ ગયું.

માતાને હૈયે એનો ઉમળકો ઉછળ્યો.

ખાટલામાં પડેલા સુકાઇને લાકડી થઈ ગયેલા પિતાને જોઇ જગતના દિલમાં અરેરાટી થઇ ગઈ. 'બાપુજી!' બારણા આગળથી જ એ દોડતો જઇ પિતાના પગ પકડી રડવા લાગ્યો: 'તમારી આ સ્થિતિ?...'

'આવ્યો, બાપલા !...' રતનચંદે સફાળા બેઠવાનો યત્ન કર્યો પણ એનાથી બેઠી શકાયું નહિ.

'તમે બેઠશો નહિ...' દાકતરે ચેતવણી આપી.

છતાં રતનચંદ ફરીથી પ્રયાસ કરી બેઠો થયો. 'મારો બાપલો... આવ્યો...' પિતાનો ઉમળકાભર્યો હાથ પુત્રના વાંસામાં, ગાલ ઉપર, વાળોમાં ફરવા લાગ્યો. 'ભગવાને મારી ઈચ્છા પૂરી કરી......મારો ભૈ !...તારૂં મોં જોયા વિના જાત તો જીંદગીની એકની એક અભળખા અધૂરી રહી જાત !...મારો ભગવાન હતોને ?...બાપલો, મારો ! તને મળ્યો એટલે જાણે ભગવાનને મળ્યો !...

'બાપુ, બાપુ ! હું કપૂત...' જગતનું ગળું રૂંધાયું.

'ભૈલા ! આટઆટલા દિવસથી નહિ કાગળ કે પત્તર...'

'બાપુ ! હવે એ વાત ઉખેળશો નહિ...' જગતે ધ્રૂસ્કે ધ્રૂસ્કે રોવા માંડયું.

ડાકટર મહેતા એ દૃશ્ય જોઇ આશ્ચર્યમુગ્ધ બની ગયો. ઘડીક પહેલાં જોયેલા નઠોર અને કઠોર છોકરામાં એકાએક આ પરિવર્તન શાથી થઈ ગયું એના વિચારમાં એ ડૂબી ગયો હતો.

'બાપલા ! ભૈ...' રતનચંદના વત્સલ હાથની આંગળીઓ વાટે જગતના રોમેરોમમાં પ્રેમનાં પીયૂષ સીંચાતાં હતાં.

'પ્રાણલાલ ભૈ, આ મારો જગુ...મારો કુળદીપક, મારે એને જેન્ટલમેન બનાવવો હતો...બોલો, છે ને...!'

રતનચંદને ઉધરસ ઉપડી. દાકતરે એને સુવાડી દીધો. પુત્ર માટે ટીપે ટીપે પ્રાણના સત્વનો અભિષેક આપી રહેલ એ ગરવા પિતા આગળ દાકતર મહેતાનું મસ્તક નમી પડયું.

**આશાભરી વીજળીની** આશાવેલ જગતની ઉષ્મા વિહોણી રીતભાતથી કરમાઈ ગઈઃ એના કોમળ હૃદય પર પતિના ઠંડાગાર વર્તને ક્રૂર આઘાત કર્યો.

રાતે ખાટલામાં જાગતા પડી રહેલા જગતની ઉઘાડી આંખ, અંધકારમાં પણ ભૂતકાળની બની ગયેલી ઘટના જોવા લાગી.

એ સીક્સ્થમાં હતો ત્યારે વીજળી સાથે એની વાગ્દાન વિધિ થઇ હતી. થોડાક દિવસ મિત્રોએ એની મશ્કરીઓ કરી અને એના વિદ્યાર્થીજીવનમાં પાઠયપુસ્તકો મહત્વનું સ્થાન લઇને બેસી ગયાં.

વીજળીના પિતાએ ભાવિ જમાઇને જોયો નહિ, જગતના પિતાએ ભાવિ પુત્રવધૂને જોઈ નહિ, બેઉ વહેવાઈએ પરસ્પરને જોયા અને સંતાનોના વિવાહનું ચોકઠું ગોઠવી દીધું! જગુને બે દિવસ માટે કાશીપુર તેડાવ્યો, એના ભાવિ સસરાએ એને કપાળે કંકુ ચોખા ચોડી એના હાથમાં રૂપિયો મૂક્યો. જ્ઞાતિની સ્ત્રીઓએ ગીત ગાયાં, ચંપાએ સહુને ગોળ વહેંચ્યો અને કુળગુરુની તેમ જ્ઞાતિજનોની સાક્ષીએ બે જુદાજુદા ગામના, જુદાજુદા ગોત્રના માનવીઓએ પોતાના સંતાનોના ભાવિનો ઘાટ ઘડી નાખ્યો !

વીજળીમાં પ્રખર તેજસ્વીતા કે ભીષણ દાહકશક્તિમાંનું શું છે તેની કોઇને જાણ નહોતી. પરંતુ સાસુ તરીકે ચંપા વીજળીને વસંત ચડાવવા ગઈ, ત્યારે એણે માત્ર એટલું જ જોયું કે પોતાને ઘેર 'વહુ' થઇને આવનારી કાણી, કૂબડી કે બહેરી બોબડી નહોતી. એ નિશાળમાં જતી નહિ પણ વાસણ લોટા સરસ માંજતી, કચરા પૂંજા કરતી,

પાણી ભરી લાવતી, કપડાં ધોઈ શકતી, નાનાભાઈને રમાડતી, એને ઊંઘાડવા માટે હાલરડાં ગાઈ જાણતી.

સગપણ થયું ત્યારે એની ઉમ્મર સાડા બાર વર્ષની હતી. ૭ મહિના પછી લગ્નગાળો ઉઘડયો એટલે જગતના સસરાએ લગ્ન કરી નાખવાની ઉતાવળ કરવા માંડી.

'એક વખત જગુ મેટ્રિક થઈ જાય પછી વાત.' રતનચંદે વહેવાઇને સમજાવ્યો, છતાં એને સંતોષ ન થયો.

થોડા વખત પછી વહેવાણ આવ્યાં. એમણે ચંપાને સમજાવ્યું: 'મારી વીજળી તેર વર્ષની થાય તે વખતે તો એને પરણાવી જ દેવી છે. વહેવાણ! આજકાલનાં છોકરાંને તમે કયાં નથી ઓળખતાં? મારી વીજળીને બાર વર્ષ થયાં છે છતાં આખા બૈરા જેટલું ડહાપણ એનામાં છે. એ દુનિયાદારીની વાતો અત્યારથી જ સમજે છે. આ તો કળિજુગ છે ને? ન્યાતમાં એક છોકરીનું લગ્ન થયું ત્યારે એણે મને પૂછ્યું: 'બા, હવે મને કયારે પરણાવશો?' કોઈ વખત એને કોઈ પૂછે કે 'બ્હેન, પરણીને શું કરશો?' ત્યારે મોટાં બૈરાંને ય પાછાં પાડે એવા જવાબ એ આપે છે. અત્યારથી એ ઘરમાં કેવી તેવડ કરે છે. વહેવાણ! આજના વખતે શેનો વિશ્વાસ છે, કોણ જાણે કાલે શું થાય? એટલે આપણે બેડે છોકરાંના હાથ કંકુવાળા કરી નાખ્યા હોય તો સૌના જીવને ટાઢક!'

તે વખતે ચંપાએ ગંભીર બનીને કહ્યું: 'વહેવાણ! તમારી વાત હું તો બરાબર સમજું છું, પણ અમારા ઘરની વાત જરા જુદી છે. આખા ગામની અને સગાં સાગવાંની સામે થઇને એમણે મારા અમથા આટલાશ્યા છોકરાને શહેરનાં અજાણ્યાં માનવીઓ વચ્ચે ભણવા ધકેલ્યો! એ તો મારો જગુ વેરીઓ વચ્ચે ય માગ

મૂકાવે એવો ડાહ્યો ને હુશિયાર છે એટલે કાંઇ હરકત ન આવી. ધાર્યું તો ધરણીધરનું થાય છે, પણ એના બાપ તો એને વકીલ, બાલીસ્ટર કે મોટો રાવસાહેબ બનાવવા માગે છે. તમે હજુ જગુને જોયો નથી, દુશ્મનની ય આંખ ઠરે એવો નર્યો કામદેવનો અવતાર છે...'

'ભગવાન એમના જોડાને સો વરસનું કરે !'

'હા, બાઇ ! આપણે બીજું શું જોઇએ ? એમને સાજાં તાજાં ને સુખી જોઇને જઇએ તો ગંગા ન્હાયાં !'

'માટે જ વીજળીના બાપા ઉતાવળ કરે છે ને ? એમનું કહેવું વહેવાઇએ માન્યું નહિ એટલે એમણે મને મોકલાવી. કહે, 'તું તારે વહેવાણને સમજાવને એટલે વહેવાઈ તો આપોઆપ સમજી જશે...' ભાયડા બધા સરખા...!'

'પણ અમારે ત્યાં દુનિયાથી જુદો ન્યાય ચાલે છે...'

'બાયડી સમજાવે ને ભાયડો ન માને એવું તો કયાંય બન્યું નથી,' કહીને વીજળીની બાએ સ્ત્રીશક્તિની મહત્તા બતાવનારૂં શ્રદ્ધાભર્યું સ્મિત કર્યું.

રતનચંદ ઉપર એવો મહાન વિજય તો ચંપા મેળવી શકી નહિ, પણ 'વહેવાઇ-વહેવાણને માઠું લાગે; નાતજાતમાં આપણે અભિમાની ગણાઇ જઇએ; છોકરાં મોટાં થઇ જાય; મોટોપોટો છોકરો શહેરમાં એકલો રહેતો હોય ને કુંવારો હોય. તો કયાંક આઘો પાછો પગ પડવાની દહેશત; એ પરણ્યો હોય ને ઘેર આવતી જતી વહુ સાથે જીવ મળ્યો હોય તો પછી કાંઈ ચિંતા નહિ.' વગેરે દલીલોથી પણ ફાવી નહિ, ત્યારે, 'મારૂં તો આ ઘરમાં કદી કશું ચાલ્યું જ નહિ' એ શબ્દોના કામઠા પરથી આબાદ તાકીને અશ્રુબાણનો આખરી મારો શરૂ કર્યો, ત્યારે બન્ને વચ્ચે તહનામું થયું.

અને મેટ્રિકની પરીક્ષાને ત્રણ મહિના બાકી હતા તે વખતે જગુભાઇનાં લગ્ન થઈ ગયાં. વીજળી વહુ બનીને એને ઘેર આવી.

એ ઘટના જગતે જોઇ.

જગુ પરણીને પરીક્ષાની તૈયારી માટે ચાલી ગયો. મેટ્રિકની પરીક્ષાની પંચાતમાંથી પરવારી એ ઘેર આવ્યો, ત્યારે માતા–પિતાએ પુત્ર સારૂ મેળવેલી ઢીંગલીને સાસરે તેડાવી રાખી હતી. યૌવનના આરંભ પહેલાં જગુ પોતાની ઢીંગલી સાથે સંસારની રમત રમતો ત્યારે કાશીપુર એનેં છેક જ ગંદુ ગામડું નહોતું લાગતું: માતા ગ્રામીણ નહોતી દેખાતી: પિતાની પ્રભુતા કાયમ હતી. એટલે વીજળી તરફ એને આરંભનું આકર્ષણ ખેંચતું અને આનંદ આપતું. દીકરાના એ આનંદે ચંપાના માતૃહૃદયમાંથી અકલિત હર્ષના ફુવારા છૂટતા...

કલ્પનાચિત્ર વણઅટક્યું એટલે સુધી ચાલ્યું એટલામાં જ જગત બોલી ઊઠ્યો: 'પણ ત્યારે મારી સમજણ કેટલી, અનુભવ શો?'

જગુ કૉલેજમાં ગયો ત્યારે એને નવો અનુભવ થયો. પહેલી જ વખત નાગરિક કન્યાઓ સાથે એક જ ખંડમાં બેસીને અભ્યાસ કરવાનો પ્રસંગ સાંપડ્યો. એમનાં સૌન્દર્યની છટા, વેશભૂષાનો ઠઠારો, આંજી નાખનારી વાક્ચાતુરી, નજીકથી જોવા મળ્યાં. ત્યારથી જગુના માનસમાં સળવળાટ શરૂ થયો. ધીરે ધીરે વીજળી સાથે તે કૉલેજ-કન્યાઓની તુલના કરવા લાગ્યો. પ્રત્યેક બાબતમાં એને વીજળી ઉતરતી લાગવા માંડી.

'ક્યાં આ સુંદર, શિક્ષિત, સંસ્કારી, સ્વતંત્ર કન્યાઓ અને ક્યાં ગ્રામીણ, જડ, ગમાર વીજળી! આમની છૂટી લટો અને હંસી સમી ગરદન પર ઢળતા અંબોડા અને ક્યાં વીજળીનો તાણી ખેંચીને

બાંધેલો ચોટલો? આમનાં ઢીલાં બ્લાઉઝ અને એની તસતસતી કાંચળી વચ્ચે કેટલો ફરક છે! એકેએક બાબતમાં વીજળી આમનાથી ઉતરતી છે.'

થોડાક મહિનાઓ પછી એને કોઈ કોઈ વિદ્યાર્થીની સાથે વાર્તાલાપ જેટલો પરિચય થયો, ત્યારે વીજળી તરફના એના અસંતોષમાં ઉમેરણ થયું. 'શા માટે મને આવી ગામઠી છોકરી સાથે પરણાવ્યો?' મનમાં બબડતો એ વડીલો તરફ ગુસ્સે થવા લાગ્યો.

એ અસંતોષની આગમાં જેમ જેમ નવું ઇંધણ ઉમેરાતું તેમ તેમ એના મનના આશાના કાલ્પનિક મિનારામાં નવી નવી ઈંટો ચણાતી જતી:

'હું પરણ્યો ન હોત તો આમાંની એકાદ સાથે તો જરૂર હું લગ્ન કરી શકત...કેવો અમારો સંસાર સુખથી ચાલત...બાપાએ આ વેંગ ક્યાંથી વળગાડ્યું...એ તે પત્ની કે ઘંટીનું પડ!'

વીજળી તરફના અણગમાના છોડ પર ધીરેધીરે તિરસ્કારનાં ઈંદ્રવારણાં લટકતાં ગયાં.

પોતાનો પતિ કૉલેજમાં અભ્યાસ કરીને 'જાટલીમન' બની રહ્યો છે, એવા આશાના મિનારા જ્યારે વીજળી હૈયામાં ચણી રહી હતી, 'ભણીગણીને એ મોટા માણસ બનશે, ત્યારે મારાં કેટલાં માનપાન થશે!' એવી કલ્પનાના દોરે ઝૂલતી, રજાઓમાં 'એ' ઘેર આવે ત્યારે 'એમને' એ બધી વાતો કહેવાના ઉમળકાના મીઠા ઓડકાર અનુભવી રહી હતી; ત્યારે, એનો 'એ' વીજળીના ભાવિ જીવનનાં અવળાં ઘડતર ઘડી રહ્યો હતો.

ગરમીની રજાઓમાં જગુ કાશીપુર આવ્યો હતો. ધોમધીકતા

તાપથી વાતાવરણ સળગેલું રહેતું હતું. જગુના આગમન પહેલાં રતનચંદ 'વહુ'નું આણું કરી આવ્યા હતા.

વીજળીએ ઠીક ઠીક ગજું કર્યું હતું. ઘણો વખત પિયરમાં રહી સાસરે આવેલી એના અંતરમાં કિશોર વયે પણ યૌવનના થનથનાટ થઈ રહ્યા હતા. પુષ્પધન્વા હળવે હાથે એના હૈયામાં અનેક ઇચ્છાઓની ગલીપચી કરી રહ્યો હતો. અંચળની આડે છૂપાયલું એનું હૈડું ઉછાળા મારતું હતું.

ગુલાબનાં ફૂલની છાપવાળી લીલી છીંટનો ચણિયો, અતિ-કાળજીપૂર્વક ટાંકેલી લેસની કિનારવાળું લાલ ગવન અને અતલસની કટોરીઓવાળું વચ્ચોવચ્ચ બરાબર છાતીની મધ્યમાં આવે એવા મોરથી ભરેલું કિનખાબનું તસતસતું કાપડું પહેરી, રૂમઝુમ વાગતાં ઝાંઝર સાથે વીજળી આમતેમ ફરતી, ત્યારે ભર્યું ભર્યું ઘર ગાજી ઉઠતું. માતાએ હોંશેહોંશે પાડી આપેલું ઘીનું કાજળ આંજી, તંદુરસ્ત કાંડાને સુવર્ણ મઢ્યાં કંકણથી શણગારી, જ્યારે તે જળ ભરવા જતી ત્યારે કાશીપુરની શેરીઓની અનેક આંખો આતુરતાથી એને જોઈ રહેતી.

એવી પુત્રવધૂને જોઈ સાસુના દિલમાં પોરસ ચડતો. પોતાની એ વંશવધારણ વેલને માતાની જરાયે ઉણપ આવે નહિ તે રીતે ચંપા એની તરફ વહાલ બતાવતી.

પરંતુ ઘુઘરીઓના ઝંકાર કરતી હાલતી મહેલી એ ઢીંગલીને જોઈ ત્યારથી જગુના દિલમાં વિચારોનાં ઘમસાણ જામ્યાં હતાં.

'વીજળી!'

એક દિવસ ઘરમાં એકલો પડતાં જગુએ એને બોલાવી.

'આમ નામ દઇને શું બોલાવતા હશો?' વીજળીએ એની પાસે આવતાં જ કહ્યું.

'એમાં ખોટું શું છે?'

'વરથી વહુનું નામ ન દેવાય!'

'તને કોણે કહ્યું?'

'અમે એટલુંએ નહિ જાણતાં હોઇએ? એથી તો પાપમાં પડાય!' વીજળીએ સ્ત્રીસુલભ હાસ્યથી કહ્યું.

એ વખતે તેના રંગેલા દાંત જોઇને જગુએ પૂછ્યું:

'તેં દાંત રંગ્યા છે?'

'રંગવા જ પડે ને.'

'જંગલી કયાંની! કુદરતે મજેના ઉજળા દૂધ જેવા દાંત આપ્યા છે, તેને રંગીને મોંઢાને કેવું બેડોળ બનાવી મૂક્યું છે!'

'વહુઆરૂઓએ સાસરે આવતાં દાંત રંગવા જ જોઇએ.'

પોતાનામાં જેટલી સમજ હતી તે પ્રમાણે એણે ખુલાસો કર્યો.

'જંગલીપણાની હદ થાય છે!' જગુએ છણકો કર્યો. 'તારામાં જરાયે અક્કલ દેખાતી નથી. જો, વીજળી! હું કહી દઉં છું કે મને આવું બધું પસંદ નથી.'

એ શબ્દો બોલતાં જગુનો જે દેખાવ થયો તે જોઇને વીજળી ગભરાઈ ઊઠી. ભયની મારી સોડિયું વાળીને એ કોકડું થઈ ગઈ.

જગુએ એનો હાથ પકડી, ખેંચીને બેસાડી.

'આ કોનું મોં ઢાંક્યું છે?'

એનો શું જવાબ આપવો તે ગભરાયલી વીજળીને સૂઝ્યું નહિ.

'કેમ બોલતી નથી?'

'લાજ તો કાઢવી જ પડે ને? આ તો સાસરી...'

'એ તારી લાજ ને બાજ મારે ત્યાં નહિ ચાલે, સમજી?' કહેતાં જગુએ એના માથા પરથી સાડીનો છેડો ખેંચી નાખ્યો.

'બળ્યું, આમ શું કરતા હશો?'

'કેમ, હું કહું છું તે સમજાતું નથી?'

'વહુઆરૂથી ઉઘાડે મોઢે ન ફરાય...ગામમાં બધાં નિંદા કરે...'

'તું મને પરણીને આવી છે કે ગામને?'

જગુનો તાડૂકો સાંભળી વીજળી કંપી ઊઠી.

'આ શું? આંખોમાં આ બધા મેંશના લપરકા શા, કપાળમાં આવડો ટીકો શાનો? તારો આ અંબોડો પણ કેવો લજામણો દેખાય છે! ત્રાંસી સેંથીને બદલે વરવાં ચિતરામણ શાનાં કાઢ્યાં છે! ઢળતા અંબોડાને બદલે બોચીના વાળ ઊખડી જાય એવો આ તસતસતો મુવાળાનો ભારો બાંધ્યો છે! મને આમાંનું કશું જ ગમતું નથી.'

વીજળીને જવાબ આપવાની ગમ પડી નહિ.

'જવાબ નથી આપવો?'

'મને કશી સમજ પડતી નથી.'

'મારે સમજ પાડવી પડશે એમ? તું એ જાણે છે કે તારો વર ગામડાનો ગમાર કે કોથળો કરી ખાતો અથવા ગાંધીઆટું કરનારો વાણિયો નથી!'

'પણ હું શું કરું?' નિરાધાર જેવી એ બોલી.

'તારે જો મારી મરજી સાચવવી હોય તો હું કહું તેમ કરવું પડશે.'

એકાએક એની નજર વીજળીના કાન ઉપર પડી. 'આવડાં મોટાં લવીંગિયાં ને આવી જાડી વાળીઓથી કાન ભરી દીધા છે!... નાકમાં આવડો મોટો દટ્ટો!...જેમ જેમ તને વધારે જોતો જાઉં છું, તેમ તેમ મને તારી તરફ વધુ ચીડ ચડતી જાય છે. હાથ પગ, આંગળાં, ગરદન, કાન, નાક એ બધું શું દાગીના ટાંગવાનું પ્રદર્શન છે? નહિ, નહિ, મારાથી તારી સાથે નહિ રહેવાય!' ફુંફાડા મારતો જગુ આ બધું બોલી ગયો.

'તમે કહો તેમ કરવા હું તૈયાર છું.' વીજળીએ ગવનના છેડાથી આંસુ લૂછતાં કહ્યું.

'જો તેમ હોય તો આજે ને આજે કાનમાંની વાળીઓ ને લવંગિયાં, નાકમાંની સળી, હાથમાંનાં બલૈયાં, ડોકમાંની આ મોટી બાર સેરની હીરાકંઠી, પગમાંથી છમછમ્ વાગતાં ઝાંઝર અને પગની આંગળીઓનાં આ બધાં રમકડાં કાઢી નાંખ.'

'પણ બા...!'

'તારે બાનું કહેવું કરવું છે કે મારું?'

'બાને હું શું કહું?'

'જે મેં કહ્યું તે.'

'પણ હું વહુઆરૂ છું.'

'અને હું તારો વર છું. બા કંઈ તને પરણીને નથી લાવ્યાં, સમજી?...આંખોમાં આ કાજળના લેપડા આંજીને બિલ્લીબાઈ બનવાનું નથી.'

'કાલથી મેંશ નહિ આંજુ.'

'અને કપાળમાં આ ચંદ્રમા જેવડો ટીકો પણ નહિ.'

'એ તો શોભાયગવતીનું...'

'તો બારીક ટીલડી કર.'

'એમ કરીશ.'

'આ અંબોડો પણ નહિ ચાલે. તેં શહેરની સ્ત્રીઓના અંબોડા જોયા છે?'

'ના.'

'તો જોવા પડશે...'

એજ વખતે નીચે ચંપાના પગલાંનો અવાજ થયો તે સાંભળતાં જ ભયભીત હરિણીની માફક સફાળી બેઠી થઈ, લાંબી લાજ કાઢી વીજળી ત્યાંથી સરકી ગઈ!

'જંગલી! કેવા માણસ સાથે પાનું પડ્યું...' જગુ બડબડ્યો. એણે નિસાસો નાખ્યો.

'જો આજે સાંજે તારે મારી સાથે તળાવ પર ફરવા આવવાનું છે.'

જગુ બપોરની ઊંઘ પછી ઊઠ્યો ત્યારે મોં હાથ ધોવા પાણીનો લોટો લઈ ગુપચુપ પતિ પાસે આવેલી વીજળીને જગુએ આજ્ઞા ફરમાવી.

'મારાથી એ શા રીતે બને?' ડરતાં ડરતાં વીજળીએ કહ્યું.

'કેમ બને, એટલે?'

'હું શું કહું?'

'કેમ, જીભ તો મોટી બાર હાથ લાંબી છે.'

'તમારી સાથે મારાથી ફરવા અવાય?'

'કેમ ન અવાય, શું હું તારો ધણી નથી, તું મારી બૈરી નથી?'

'એટલે જ ન અવાય.'

'શા માટે નહિ?'

'બાને ન ગમે અને ગામનાં લોકો...'

'તારે મન મારો કશો હિસાબ નથી એમ જ ને?

'બધી વાતમાં ગામલોક ગામલોક કર્યા કરે છે, તે તું મને પરણી છે કે ગામલોકને?'

'આવું બોલો છો તે ગાળ પડે...'

'મારા સવાલનો જવાબ આપ!'

'તમે પાપમાં પડો છો ને મનેય...'

'તારાં ટાયલાં મારે નથી સાંભળવાં. હું કહું છું કે તારે મારી સાથે ફરવા આવવું પડશે; આજે જ સાંજે.'

'બાને પૂછી જુઓ...'

'હું કંઈ બાથી ડરતો નથી કે એને પૂછવા જાઉં. ડરે છે તું, તો તું જ પૂછ.'

'મારાથી શી રીતે પૂછાય?'

'તો પછી ફરવા આવવું જ પડશે.'

'તમારે પગે પડું...' વીજળીની આંખોમાંથી આંસુ દડદડી રહ્યાં.

'તું અહીંથી ચાલી જા...' જગુએ એને ધક્કો માર્યો.

વીજળી પડી ગઈ: હાથમાંનો લોટો એને કપાળમાં વાગ્યો: એમાંનું પાણી એનાં કપડાં પર ઢળ્યું.

એના પડવાનો અવાજ નીચે સંભળાયો અને ચંપાએ બૂમ મારી: 'શું થયું એ?...'

વખતે સાસુ ઉપર ચઢી આવે એ ભયથી વીજળી જલદી ઊભી થઈ, દાદર ઉતરવા લાગી.

જગુ ક્રોધભરી દૃષ્ટિથી એને જોઈ રહ્યો.

'વીજળી વહુ! શું હતું?...આ તને શું થયું?...કપાળમાંથી આટલું લોહી?' નીચે બોલતી ચંપાનો અવાજ સંભળાયો.

જગુમાં નીચે જવાની હિંમત નહોતી, એટલે તે પાછો પથારીમાં પડયો: બડબડતો અને ફડફડતો.

'કેવો આ સંસાર?' દિલમાંનો ઊભરો શબ્દો રૂપે નીકળ્યો. એની આંખે શહેરના રાજમાર્ગો પર મુક્ત પંખી જેવી ફરતી પુરસુંદરીઓ દેખાઈ: પૂર્ણિમાની ધવલ ચંદ્રિકામાં અગાશીઓમાં ગમ્મત કરી રહેલાં રસિક રસિકાઓનાં યુગલ દેખાયાં: મધુર હલકે ગાતી સુંદરીઓના સંગીત ધ્વનિ શ્રવણે પડયા: સમવયસ્ક યુવકો સાથે ટેનીસ ખેલતી, વિવાદ સભાઓમાં વિદ્યાર્થીઓ સાથે સ્પર્ધા કરતી કુસુમો, સરલાઓ, વિલસુઓ, તરલાઓ અને રસિકાઓનાં વૃંદ એની આંખ આગળ તરવરી રહ્યાં.

'કયાં આ બધી નગરનારીઓ અને કયાં મારે માથે ભાગેલું ગામડાનું આ જંગલી ઝાડ!'

એ નિરાશ થયો, નિરૂત્સાહ બની અકાળે સંસારથી થાકી હારી ગયો હોય એવો તેણે નિશ્વાસ નાખ્યો.

પથારીમાં પડે પડે, આંખો મીંચી એણે હૈયા બળતરા ઠાલવવા માંડી:

આ જીવનમાં શું મજા છે, શી મીડાશ છે, શાં રસલ્હાણ છે! જે સ્ત્રીની સાથે ગામના ઝાંપા સુધી ફરવા જઈ શકાય નહિ, જેની

સાથે સંસારના છેડા સમા પોતાના ઘરમાં નિરાંતે વાત થઈ શકે નહિ, તેની સાથે આખી જીંદગી શે વીતાડવી? એના રંગેલા દાંત, મેલા હોઠ, દુર્ગંધ મારતો શ્વાસ, ગંધાતા વાળ...એની તરફ વહાલ કેમ થાય, મમતાના ઉમળકાથી એને હૈયાના ઝૂલે કેમ ઝૂલાવી શકાય?...'

જગુનો એ તરંગ હીંડોળો વેગે ચડયો, એ વખતે જ નીચેથી બોલાતા માતાના શબ્દો સંભળાયા:

'અલ્યા જગુ! તું શું કરવા બેઠો છે? અત્યારથી આ બિચારી બાયડીને આમ મારે છે? એના કપાળમાંથી કેટલું લોહી દદડે છે!'

જગુએ કંઈ જવાબ આપ્યો નહિ. પણ ચંપાના એ શબ્દો સાંભળી ગયેલી પાડોશની બે સ્ત્રીઓ પૂછતી પૂછતી પોતાના ઘરમાંથી બહાર નીકળી: 'ચંપાભાભુ શું છે?'...'કાકીજી, કોનું માથું ફૂટી ગયું?'

•

# ૩ બ દ ના મી

**ચંપાની પાડોશણોએ** વીજળીને માર પડવાની વાતો વહેતી મૂકી, ત્યારે પ્રત્યેક જીભે એમાં અતિશયોક્તિનું ઉમેરણ કર્યું. એ રીતે કાશીપુરમાં અનેક કાને એ કથા અથડાઇ ગઇ.

'અલિ વીજળી, શું હતું?'

'વીજળી વહુ, શું કામ તને જગલાએ મારી?'

'હજુ આવી તો હમણાં ને પરસાદી પડવા માંડી કે?'

જ્યાં જાય ત્યાં વીજળીને એવા પ્રશ્નો પૂછાતા.

'કશું નહિ, કાંઈ નો'તું, અમસ્તું!' એવા ટૂંકા જવાબો ન છૂટકે આપીને એ પતાવતી. પણ એક દિવસ પાણી ભરવા જતાં જતાં, એના પિયર તરફની એક સગી અને સરખી ઉમ્મરની બહેનપણીએ પૂછ્યું: 'વીજળી, શું હતું'લી! મનેય નહિ કહે?'

ત્યારે વીજળીએ એને કહ્યું: 'અલિ બહેન, એ કહે તું મારી સાથે તળાવે ફરવા ચાલ. તે આપણાથી શી રીતે જવાય?'

એ વાત સાંભળવા બે ત્રણ પાણીઆરીઓ ઊભી રહી હતી. તેમાંથી એક બોલી ઊઠી: 'ના!...બા...! આપણાથી તે એમ વરની સાથે ફરવા જવાય?'

'ઘર નથી તે વળી બાયડીને લઇને તળાવને કાંઠે જવું પડે?' બીજી બોલી.

ત્રીજીએ વીજળીના કાન પાસે મોં લઇ જઇને કાનમાં કહ્યું: 'રાત કોના બાપની છે?'

'તે તને ફરવા લઇ જઇને જગુભાઇને શું કરવું હતું?'

'બળ્યું બહેન, ભાયડાના મનની વાત આપણને શી ખબર પડે?' વીજળી બોલતાં બોલતાં શરમાઇ ગઇ.

'તમે બધી ગામડાની ગમાર છો, તમને એ વાતની ખબર ન પડે!' સમરથે હસતાં હસતાં કહ્યું.

વાતો કરતી વહુઆરૂઓ જેટલી વયની કાશીપુરની એ કન્યા વરની સાથે મુંબઇ રહી આવી હતી.

'ખરૂં છે. સમુબા! તમે મુંબઈ રહી આવ્યાં છો એટલે તમને ખબર પડે!' એક ભાભીએ મજાકનો મમરો મૂકયો.

'હા, હા, પરસનભાભી! શહેરમાં તો સાહેબો ને મઢ્યમો રહે, એ લોકો સાંજ પડે એટલે હાથમાં હાથ ઝાલીને ફરવા જાય...'

'બધાંના દેખતાં?'

'હા, હા. મુંબઇમાં કેની, ચોપાટીના દરિયા ઉપર એવાં લોકો બહુ ફરે.'

'એ બાયડીઓને રાંધવાનું નહિ હોય?'

'મઢ્યમો તે વળી રાંધતી હશે?'

'પણ આપણાથી એમ ફરાય?' વીજળીએ પોતાની સગીની સામે જોઇને પૂછ્યું.

'જગુભાઇ સાહેબ લોકની ચોપડીઓ ભણે છે અને એમની ભાષામાં બોલે છે, એટલે એમને સાહેબ લોકો જેવું બધું કરવાનું ગમે!' સમુએ કહ્યું.

પાણી ભરવા જતાં અને આવતાં આ વાતોએ ખૂબ રસ જમાવ્યો.

'પણ વીજળીભાભુ કંઈ મઢ્યમ છે?'

'ન હોય તો થાય. જેનો વર સાહેબ એની વહુ મડમ!'

'બળ્યું મંગુભાભુ, આમ શું કહેતાં હશો?' વીજળીએ હસીને કહ્યું.

'તે હેં સમરથબહેન, પછી પેલા સાહેબ લોકો ત્યાં શું કરે?' પરસનને એ વાતમાં રસ પડ્યો.

'પરસનભાભી! એ વાત તો પૂછશો જ નહિ.'

'કેમ સમુબા ના પાડો છો?'

'એ વાત કરતાં તો આપણે શરમાઇ મરીએ!'

'તે અહીં ક્યાં કોઈ ભાયડો છે?'

'પણ તમે છો ને, બધી ભાભીઓ!'

'અમારાથી શું શરમાવાનું?'

'તમે જાણતાં નથી એટલે જ સ્તો!'

'ત્યારે તો તમારે કહેવું જ પડશે.'

હા, હા, સમુબા! કહો.'

'ના કહે એને મારા સમ.'

'ભાભી, બળ્યું આમ જે ને તે વાતમાં સમ શાનાં આપતાં હશો? તમે મારા છગનભાઇને કેટલાં વહાલાં છો?...'

'એ વાત જવા દો.'

'સમુબહેન કહો.'

'કહ્યા વિના નહિ ચાલે.'

આખું ટોળું પછી તો રદે ચડ્યું. સમરથને એ આગ્રહ આગળ નમવું પડ્યું.

'એ તો રસ્તાં એકબીજાની બગલમાં હાથ ઘાલીને બધે ફરે. આપણા લોકોનાં વરવહુ ઘરમાં એકલાં હોય ને રાતે જેવાં તોફાન કરે એવાં તોફાન રસ્તા વચ્ચે કરે...' એટલું કહેતાં સમરથના મોં પર લજ્જાની છાપો છપાઇ ગઇ.

'તમે તો અમને બનાવો છો.' એક ટીખળી યૌવનાએ કહ્યું.

'તમારા સમ, ભાભી!'

'જૂ-ઠું! એવું તે કોઈ કરે? રોયાંને બે પૈસાનીયે શરમ હશે કે નહિ?'

'સાહેબ લોકોને તો કશાનીયે શરમ નહિ. એ તો દરિયામાં નાવા પડે ને ત્યારે નવસ્ત્રાં! અને એવું એવું કરે કે એ જોઇને આપણે તો લાજી જ મરીએ!'

'તમે એ બધું જોયું હતું?'

'હા.'

'નજરોનજર?'

'હા.'

'અને ત્યારે મારા નણદોઈ તમારી સાથે હતા?'

પતિનું નામ સાંભળતાં જ લજ્જાસુંદરીએ સમરથના વદન પર હળવે હાથે શરમના સાથીઆ પૂરવા માંડ્યા.

'ત્યારે શરમાયાં નહિ ને અહીં ભાભીઓ પાસે વાત કરતાં શાનાં શરમાઓ છો?' પેલી તોફાની યુવતીએ કટાક્ષ કર્યો.

'ભાભી, આમ શું કરતાં હશો?'

'તે હેં સમુબા! બધા જ સાહેબ લોક એવા?'

'નહિ તો!'

'એ લોકો બીજું શું શું કરે?' પરસને વળી પૂછ્યું.

'ભેગાં થઇને નાચે. કોકનો ભાયડો અને કોકની બાયડી એમ એકમેકને કમરમાંથી પકડીને કૂદાકૂદ કરે!'

'સાચું કહો છો?'

'મારે જૂઠું શા માટે કહેવું પડે?'

'બળ્યું, અમને તો એવું જોવાનું યે ના મળ્યું!'

'શહેરમાં જાઓ તો જુઓ.'

'ત્યારે તો જગુભાઈ શહેરમાં ભણે છે એટલે મઢમો સાથે નાચતા હશે!'

'નહિ તો વીજળી વહુને ફરવા જવાનો આગ્રહ શા માટે કરે?'

'તે ફરવા ગયાં હોત તો જગુભાઈ વીજળીની બગલમાં હાથ હાથ ઘાલીને ચાલત?'

'એ તો જગાભાઈ જાણે!'

'હાય હાય, બા! ત્યારે તો ચંપાકાકીને કહીએ કે એમને ભણાવવાનું રહેવા દો.'

'હા, નહિ તો એ સાહેબ થઈ જશે.'

'અને કો'ક મઢયમડીને પરણી બેસશે!'

'પછી, વીજળી વહુ: તું શું કરીશ?'

વીજળી કંઈ બોલી નહિ. બધાં હસતાં હતાં ત્યારે એના કાળજે કાણાં પડતાં હતાં.

'ત્યારે તો જગુભાઈના પગ ઊંડા પાણીમાં ફરતા લાગે છે!'

'તમને જાણે ખબર જ નહિ હોય તે!'

'શાની ?'

'પેલી...'

પરસને આંખનો અણુસારો કર્યો અને બોલનારી વાત ગળી ગઇ.

છતાં એટલી અધૂરી વાત વીજળીના હૈયામાં કારમો ઘા કરી ગઇ.

પાણિયારીઓની એ રમુજી વાતો એ દિવસમાં તો જગુના ઘરની વાતો સાથે સેળભેળ થઈ વિકૃત સ્વરૂપે સારાયે કાશીપુરવાસીઓની જીભ પર ચડી બેઠી.

કોઇએ કહ્યું: 'જગલો એની બાયડીને મડમડી બનાવી, હાથમાં હાથ પકડી તળાવને કાંઠે જઈ નાચવા માગતો હતો. પણ બાયડીએ ના પાડી, એટલે એને મારી મારીને લોહીલોહાણ કરી નાખી!'

દૂર મહેલ્લાવાળાઓમાં વળી એની વાતો થવા લાગી કે: 'જગુડો અંગ્રેજી ભણવાથી સાહેબ લોકો સાથે ભળી ગયો છે. કોક મડમ સાથે એને મીંઠો નાતો બંધાણો છે. જગલો એની સાથે પયણવાનો છે; એમાં એની વહુએ વિરોધ નાખ્યો એટલે જગુડાએ એને પીટી નાખી!'

આમ આખા ગામમાં નવે નવે રૂપે એ વાત ફેલાઇ વળી. પછી તો વીજળી પાણી ભરવા જતી હોય તો, તેને ઊભી રાખી નાની–મોટી સ્ત્રીઓ પૂછે:

'અલિ, વીજળી વહુ! આ વાત ખરી?'

'કયી?'

'તારો વર તારી સાથે નાચે છે?'

'ના–મા.' વીજળી શરમાતી એમ કહેતી ચાલવા માંડતી.

તો બીજું કોઇ પૂછતું:

'તારો વર મઢયમ સાથે લગન કરે છે?'

'ખોટું કાકી!'

'અમારે તો શું? કાન ગુનેગાર! પણ અલિ જોજે. બહુ ભણેલાઓનાં કારસ્થાન ઊંડાં હોય. એવું હોય તો માથાં કુટજે, કુવે પડવાની ધમકી આપજે અને તાબડતોબ તારા બાપને તેડાવજે.'

'હાય હાય, મા! એમ થાય તો આવડી વહુનો જલમારો શેણે જા–ય–?'

'હા–સ્તો...!'

વાત એથી યે આગળ વધી. પછી તો કોઇને કોઇ બહાને ચંપાને મળવા જનારી મોટી ઉમ્મરની સ્ત્રીઓએ પડપૂછ કરવા માંડી.

'એ બધી વાતો ખોટ્ટી! મારો જશુ કુંવારી કન્યા જેવો છે. એને અને વહુને શંકર–પાર્વતી જેવો મેળ છે.' એવા જવાબ આપી-આપીને ચંપાની જીભનો કૂચો થવા લાગ્યો.

પવનની પાંખે સ્વાર થયેલી વાતો પુરુષવર્ગમાં પણ પહોંચી ગઇ. અને ઘરડેરાઓએ છોકરાને અંગ્રેજી ભણવા શહેરમાં મોકલવાના ગુના માટે રતનચંદને ઠપકા આપવા શરૂ કર્યા:

'ભૈ, હજુ યે સમજો, નહિ તો આમાંથી સાર નહિ કાઢો!'

પરંતુ રતનચંદ એવી વાતો ઉપર ધ્યાન આપતો નહિ.

પિત્રાઈમાંથી કોઇ વિરોધીએ નામઠામ વિનાનો કાગળ વહેવાઈ ઉપર લખી મોકલાવ્યો. એમાં લખ્યું હતું:

'તમારો જમાઈ શહેરમાં રહીને વંઠી ગયો છે. આખા કાશીપુરમાં એની વાતો થઇ રહી છે. લોકો કહે છે: એ વટલી ગયો

છે, એણે મહ્યમ રાખી છે. તેથી જ એણે તમારી દીકરીને મારી-મારીને માથું ફોડી નાખ્યું છે, માટે બેઠા હો ત્યાંથી ઊઠીને કાશીપુર આવજો.

કાગળ વાંચીને નેમચંદ દોડતો કાશીપુર આવ્યો. એના બધા ઊભરા સાંભળી રહ્યા પછી રતનચંદ અને ચંપાએ એને સમજાવીને શાંત પાડયો. પરંતુ વીજળીના કપાળમાં વાગ્યાનો ઘા જોઇને એ ફરફડી ઊઠયો :

'ત્યારે મારી દીકરીને આ વાગ્યું શી રીતે? રતનચંદ શેઠ, મેં વીજળીને આમ માર ખાવા માટે આપી નથી!'

'અમારી વાત ખોટી લાગતી હોય તો તમે તમારી દીકરીને જ પૂછીને ખાત્રી કરો.'

બાપે એકાંતમાં દીકરીને સમજાવીને પૂછ્યું. ત્યારે વીજળીએ કહ્યું : 'બાપા, દાદરનું પગથારિયું ચૂકી જવાથી હું પડી ગઈ તેથી મને વાગ્યું છે.'

'ત્યારે આખું ગામ વાતો કરે છે તે...'

'ગામના લોકોને તો બીજાનું સુખ જોઇને બળતરા થાય છે. તમારે મારી કોઇ જાતની ચિંતા કરવાની નથી. મારી બાને ય તમે કહેજો કે, તારી છોડી સોનાની ટેકરી ઉપર બેઠી છે. એને કોઈ કહેતાં કોઈ વાતનું દઃખ નથી.'

નેમચંદ એથી સંતોષ પામીને પાછો ગયો. પરંતુ આ બધા ભવાડા કરાવનાર વીજળી જ છે એવું જગુના દિલમાં વસી ગયું, એટલે રજાઓ પૂરી થાય તે પહેલાં જ એ કાશીપુરથી ચાલી નીકળ્યો.

## બદનામી

પોતાના ચારિત્ર પર આળ ચડાવવામાં આવ્યું તે જગુને બહુ જ વસમું લાગ્યું. એના દિલમાં એ વાતની ઘણી વેદના થઈ: તેની અસર એના મગજ ઉપર થવા લાગી.

'નિર્દોષ માનવીને પણ આ લોકો આ રીતે બદનામ કરતાં શરમાતા નથી, એ બદનામી કરાવવામાં વીજળી જાતે થઈને આગેવાની લેતાં ડરતી નથી, તો પછી એની સાથે મારે વફાદારી શા માટે બતાવવી! બીન ગુનેગાર છતાં જનતાની અને સાસરિયાંની આંખે ગુનેગાર જ ઠરી ચૂક્યો તો પછી સગવડ શોધી સાચો ગુનેગાર બનવાથી આ કરતાં વિશેષ બદનામી તો થવાની નથી ને?'

આ પ્રકારની મનોદશા લઈને જગુ કાશીપુરથી નીકળ્યો. એને પોતાની બદનામી કરનાર પત્ની તરફ તિરસ્કાર થયો: એ જૂઠી વાતોનો ફેલાવો કરનાર જ્ઞાતિનાં અને ગામનાં લોકો તરફ તિરસ્કાર થયો: બનાવટી વાતો સાચી માની દીકરીના ઉપરાણે લડવા દોડી આવનાર સસરા તરફ તિરસ્કાર થયો અને આવી સ્ત્રી સાથે લગ્નની ગાંઠથી પોતાને જકડી નાખવા માટે માતા-પિતા તરફ પણ એને રોષ થયો. ગામ, ગ્રામજનો અને ગ્રામજીવન તરફ એને અતિશય અણગમો થયો.

કૉલેજના બીજા સત્રના આરંભે તેણે છાત્રાલયમાં રહેવાની ગોઠવણ કરી: કાશીપુરમાં થયેલા આઘાતના પ્રત્યાઘાત તરીકે એણે સાહેબશાઈ પોશાક પરિધાન કર્યો. પોતાનું નામ સુદ્ધાં એને ગામઠી લાગ્યું એટલે જગુભાઈ નામ બદલાવી એણે જગતકુમાર નામ ધારણ કર્યું. જગુભાઈ રતનચંદ શાહમાંથી એ જગત આર. શૉ બન્યો!

**હાઈસ્કુલમાં જગત** ક્રિકેટમાં સારો હાથ બતાવતો હતો. કાશીપુર આવ્યા પછી એણે અભ્યાસ અને રમત ગમ્મતમાં જ ચિત્ત પરોવ્યું. થોડા જ સમયમાં જગત ક્રિકેટ ઉપરાંત ટેનિસ, શેતરંજ, બીઝીક, ડ્રાફ્ટ અને બીજી રમતોમાં એક્કો ગણાવા લાગ્યો. રમતની કોઈ પણ હરીફાઇમાં એની કૉલેજની વતીથી એને મોકલવામાં આવતો અને તેમાં નામના મેળવી જગત પોતાની કૉલેજની પ્રતિષ્ઠા વધારતો.

આ વખતની ક્રિકેટની રમતોમાં જગત ખૂબ જ ખીલ્યો હતો. એને રમતો જોવો એ અનેક પ્રેક્ષકોને જીવનની સરસ લ્હાણ થઈ પડતી.

આખી રમતઋતુની મોટામાં મોટી મૅચ ચાલી રહી હતી. મેદાનને વીંટળાઇ વળેલા તંબુઓ પ્રેક્ષકોથી ઊભરાઇ રહ્યા હતા. ખેલાડીઓ રમતની ધૂનમાં મસ્ત હતા: પ્રેક્ષકો રમત નિહાળવામાં તલ્લીન હતા: કોઇ કોઇ રમતના ઉન્માદમાં ઉન્મત્ત થઈ હર્ષાતિરેક પણ બતાવી રહ્યા હતા. માનવ કીડિયારાથી રમતનું મેદાન ખદબદી રહ્યું હતું.

જગતે બભા ઊંચકી, બે હાથ ભરીને ઓવર બાઉન્ડરી ફટકાવી તે વખતે મેદાન તાળીઓના ગડગડાટથી, હર્ષનાદથી ગાજી રહ્યું. કોઇ કોઈ હેટ અને રૂમાલો હવામાં ઉછાળી હર્ષોન્માદ બતાવવા લાગ્યા, 'વેલ પ્લેઇડ, વેલ પ્લેઇડ!' એની કૉલેજના તંબુમાંથી પ્રોત્સાહક અભિનંદનની એકસામટી ગર્જનાઓ થઇ રહી. એના

વર્ગના વિદ્યાર્થીઓએ તાળીઓથી તાલ આપવા માંડ્યા. વિદ્યાર્થીનીઓએ નાનકડા રૂમાલો હવામાં ઉડાડયા. ત્યારે કેટલાંક પોતાનાં દૂરબીન જગત પર સ્થિર કરીને રમત વખતના એના મુખભાવ, ઊર્મિઓ અને અભિનયનું બારીક નિરીક્ષણ કરવામાં તલ્લીન બની ગયાં.

'કંઈ જગતને બહુ જ નીરખી રહી છે?' કોકિલાએ માલતીના પાસામાં પ્રેમથી આંગળીઓ ઘોચતાં હસીને કહ્યું.

'જગત જેવા ખેલાડીને બેટ સાથે રમતો જોવો એ તો જીવનની મજા છે. છતાં કોકી, તું એનામાં જેટલો રસ લે છે તેટલો હું નથી લેતી એની ખાત્રી રાખજે!'

'ભલી બિચારી માલતી!' એની બીજી તરફ બેઠેલી અરુણાએ કોકિલા સામે જોઈ કટાક્ષ સ્મિત કરીને કહ્યું: 'એ તો કદી જગત સાથે વાત સુદ્ધાં કરતી નથી. જાણે પર્ણકુટીમાં રહેતી ઋષિકન્યા!'

'કણ્વઋષિના આશ્રમમાં રહેનારી શકુંતલા જેવી?' કોકિલા હસી પડી.

'કમળાવાળી આંખો ચારે તરફ પીળું જ જુએ છે. તમારાં માનસ જ વિકૃત એટલે બીજાનો શું દોષ?' માલતીએ જરા ગંભીર બનીને કહ્યું.

'માલતી! તું દાદીમાઓની ભાષામાં વાત કરતાં ક્યારથી શીખી?' અરુણાએ ટકોર કરી.

'અરે, અરુણા, એનું ચાલે તો એ તો દાદીમાઓને પણ એક કોરે બેસાડી દે...'

'કોકી, જરા જો, જગતે બીજી બાઉન્ડરી ફટકાવી કાઢી.' માલતી દૂરબીન જગત ઉપર ફેરવીને એને જોતાં જોતાં જ બોલી.

ફરીથી તાળીઓ, હર્ષનાદ અને પ્રોત્સાહક શબ્દોથી મેદાનનું વાતાવરણ ઉછાળા મારી રહ્યું.

'તમે બધાં અહીં મેચ જોવા આવ્યાં છો કે એ બહાને બીજાઓની મશ્કરીઓ ઉડાવવા?' માલતીએ દૂરબીન ખોળામાં મૂકતાં પૂછ્યું.

'બન્ને માટે.'

'અમારે સાધુડીઓ બનવું નથી, જેને બનવું હોય તે ભલે બધી જ બાબતમાં એકચિત્ત બને...'

'બધી બાબતમાં એટલે? કોકિલા, તું શું સૃષ્ટિના મહાન આકર્ષણ એવા 'લવ અફેર્સ'ની વાત કરે છે?'

'હું કંઈ એમ કહેતી નથી અરુણા. તારે આજે માલતીને ચીડવવી છે?'

'માલતી એમ ચીડાઈ જાય એવી નથી...'

'હા, હા, એ યોગિની હશે!'

'અત્યારે તો યોગિની થનારને ય નામના મળે છે:'

'કેમ કે આ સાધુ–સાધ્વીઓનો દેશ છે!'

માલતી એ વાતો સાંભળવાને બદલે જગતની રમત નિહાળી રહી હતી.

જગતે જોર કરીને ફટકો લગાવ્યો: દડો ઊંચે આકાશમાં ચડયો અને પ્રતિપક્ષના એક કુશળ ફીલ્ડરે ભારે સાહસથી તેને ઝીલી લીધો.

જગત જેવો કુશળ ખેલાડી 'આઉટ' થયો એથી પ્રતિપક્ષે તાળીઓ પાડી: પ્રેક્ષક સમુહે સરસ રમત રમવા માટે એને અભિનંદન આપવા તાળીઓથી વાતાવરણ ગજાવ્યું. એના સહાધ્યાયીઓએ હર્ષ-ધ્વનિથી તંબુઓ સળવળાવી મૂકયા. કેટલાક હર્ષાતિરેકથી દોડીને 'ફીલ્ડ'માં ગયા અને એને કાંધે બેસાડી એનું નાનકડું સરઘસ

ફેરવ્યું. ત્યારે મેદાનના માનવસાગરમાં આનંદની ભરતી હિલોળા લેવા માંડી. ચોતરફ હર્ષ, ઉન્માદ, મસ્તી, તોફાનની છોળો ઉછળી રહી. અરુણા અને કોકિલા પણ માલતીની મશ્કરી કરવાનું પડતું મૂકી તાળીઓ વગાડતી, રૂમાલ હવામાં ઉછાળતી ' હીપ્ હીપ્ હુર્ર્ર્રા ! 'ના સમુહ પોકારમાં ભળી ગઈ.

તે રાતે કૉલેજ તરફથી સ્નેહસંમેલન ઉજવાયું.

કાર્યારંભે પોતાની ' ટીમ 'ના વિજયોત્સાહદર્શક ભાષણો થયાં. જગતનો ફાળો સર્વાંગીણ હોવાથી એની ખૂબ પ્રશંસા થઇ. કૉલેજ-કન્યાઓ તરફથી માલતી બોલી. એ જ્યારે જગતની રમત વિષે બોલતી હતી, ત્યારે શ્રોતૃમંડળ અંદર અંદર મજાક ઉડાવી રહ્યું હતું.

છોકરાઓમાંથી એકે કહ્યું : ' ફાંકડું બોલે છે.' અને એની જ ચર્ચા આગળ વધી.

' માલતી હમેશાં સરસ બોલે છે. તેમાં વળી આજે તો મિત્રનાં વખાણ કરવાનાં...'

' એકલો મિત્ર જ નહિ...'

' ત્યારે ? '

' તે તો તું જાણે ! '

' જાણતો હોત તો તને ન પૂછત.'

' રસેશ વધારે જાણે છે.'

' શ્રીપત, તારી માફક હું એની ચોકી કરતો નથી.'

' વાત તો તું લાવ્યો હતો.'

' શાની ? ' જયંતે આતુર ભાવે પૂછ્યું.

' બગીચાની કુંજવાળી...'

'જુઠ્ઠો.'

'ભાઈને એ કોઠું આપતી નથી, એટલે...'

'હું એની પરવા જ કરું નહિ ને.'

'માટે એની પાછળ ભમતો હતો!'

'અત્યારે એ વાત થતી નથી. માલતી જગતને ચહાય છે એ એ વાત થાય છે.'

'પણ એ પરણેલો છે.'

'ના, એને પરણાવવામાં આવ્યો છે.'

'એમાં શું ફેર?'

'જમીન આસ્માનનો. અત્યારનાં લગ્નની જવાબદારી જગતની નહિ પણ એનાં વડીલોની છે.'

'તેથી શું થયું?'

'એ જ કે જો એ ધારે તો પોતાની જવાબદારીથી લગ્ન કરી શકે.'

'એટલે, શું તું એમ કહે છે કે માલતી એની સાથે લગ્ન કરવા તૈયાર છે?'

'હું એકલો જ નહિ, પણ આખી કૉલેજ.'

એ વખતે સામે બેઠેલી કૉલેજ કન્યાઓમાં પણ ગુસપુસ ચાલી રહી હતી. કોકિલા અને અરુણા એમાં આગેવાન હતી.

'આજના વિજયથી જગત વધુ સુંદર દેખાય છે, ખરું કે નહિ?'

'તારી કંઈ ઇચ્છા થાય છે કે શું?'

'એટલે?'

'નથી સમજતી? નાની કીકી ખરી ને!'

'જેટલા સુંદર લાગે તેટલા છોકરાઓની વાત કરનારીઓ શું એમને પરણી જવા માગતી હશે?'

'વાહિયાત!'

'જંગલી!'

'જરીપુરાણી!'

'માલતી આજે ખૂબ ખીલી છે.'

'એ સાધુડીને ય આજે પોરસ ચડયો છે.'

'તારી માફક એ જગતની સુંદરતાથી મુગ્ધ બની હશે!'

'ચૂપ...માલતી કેટલી ભલી...'

'તે એને ભૂંડી કોણે કહી?'

'એમ તો કુંજ અને તું...'

'અમારી દોસ્તી નિખાલસ છે.'

'એ ન્યાય માલતીને કેમ આપતી નથી?'

ભાષણો પૂરાં થયાં અને સંગીતનો આરંભ થયો. એની જાદુઈ અસરથી બધો ગણગણાટ સમી ગયો.

કેટલાક વિદ્યાર્થીઓએ અને વિદ્યાર્થીનીઓએ સંગીત પરનો પોતાનો અચ્છો કાબૂ પૂરવાર કરી બતાવ્યો. વાતાવરણ એથી સંગીતમય બની ગયું. છેલ્લે કૉલેજ કન્યાઓએ ગરબાની રમઝટ મચાવી.

મધરાતે સંમેલન સમેટાયું: 'આવજો', 'સાહેબજી', 'જય જય', 'ગુડનાઇટ'ના શબ્દોની, છૂટા પડતા ટોળા વચ્ચે ફેંકાફેંકી શરૂ થઈ.

માલતીએ જગતને પોતાની સુંદર 'કાર'માં 'લીફ્ટ' આપવાની ઇચ્છા બતાવી અને તે માલતીની જ બાજુમાં ગોઠવાયો ત્યારે સેંકડો હાથોએ તાળીઓ પાડી: સેંકડો આંખો પ્રેમ, અસુયા, સમભાવ કે તટસ્થતાની વિવિધ વૃત્તિથી પ્રેરાઈ એમની પાછળ ટીંગાઈ ગઈ: અનેક મુખમાંથી 'નસીબદાર', 'ગુડલક', 'કોન્ગ્રેચ્યુલેશન્સ'ના કટાક્ષભર્યા શબ્દો સરી પડ્યા; સંખ્યાબંધ હૈયાં અદેખાઈની આગથી સળગી ઊઠયાં. એમની તરફ પરમહંસ જેવી વૃત્તિવાળી મોટર રાત્રિના અંધકારમાં પ્રકાશનો લીસોટો ખેંચતી સરી ગઈ.

સંધ્યાકાળથી મધરાત સુધીના પ્રસંગોની જગતના મગજ ઉપર જે છાપ પડી, એ પ્રસંગોની પોતે કેન્દ્રમૂર્તિ હોવાની જે માદક સુખલહરીએ એને આહ્લાદ આપ્યો અને છેવટે એ બધાના શિરોબિન્દુ જેવો ઉલ્લાસ એને માલતી સાથે એની મોટરમાં બેસવાથી થયો, તે પછી છાત્રાલયના પલંગમાં એને સુખાળવી ને શાંત નિંદર મળી નહિ.

એના માથામાં કાશીપુરનો ગંદવાડ, વીજળીનો ગ્રામીણતા, ગ્રામજનોની સંકુચિત વૃત્તિનાં વિચાર વાદળ ચડી આવ્યાં: તેની સાથે એ સંધ્યા સમયનાં દૃશ્યો નજર સામે તરવરી રહ્યાં. કાશીપુર જેવા ગામડામાં જન્મવા માટે એ પોતાને દુર્ભાગી માની પસ્તાવા લાગ્યો.

તે પછી કલ્પનાનો નવો જ દોર એના હાથમાં આવ્યો. એ દોર પર તે સડસડાટ ઊંચે અને ઊંચે ચડવા લાગ્યો.

ગ્રેટબ્રિટનની પાટનગરીના કોઇક નામચીન ઉમરાવને ઘેર એ જન્મ્યો છે: અનેક પ્રકારનાં સાધનોથી સંપન્ન એના 'કેસલ'માં રાજકુમાર જેવા ઠઠારા વચ્ચે એ ઉછરે છે: હેરોની પબ્લીક સ્કુલમાં એ ભણવા જાય છે: પછી ઓક્ષફર્ડનો વિદ્યાર્થી બને છે: રોલ્સરોયમાં ફરે છે: ઘોડેસ્વારી, ટેમ્સના જલવિહાર, રગ્બીની ફુટબોલની મેચો,

બાદશાહી કલબોનાં વિપુલ સંપત્તિવાળાં મેદાનોમાં રમાતી ક્રિકેટ મેચો, નૃત્યાલયો, ભોજન સમારંભો, શાહી મેળાવડા, બધાનો છૂટથી આસ્વાદ લે છે. ખર્ચાળ હોટલોમાં તે મિત્રોનો યજમાન બની એમને લઈ જાય છે: ફેન્સી બોલના સમારંભોમાં તે પ્રાચીન તવારીખના નાયકોના સ્વાંગ સજીને જાય છે: રજાઓમાં પેરિસ અને વીચીમાં તે આનંદ ઉલ્લાસ માણે છે: અનેક યુવતીઓ એની મૈત્રી શોધવા તલસાટ કરી રહી છે, થોડીકની સાથે એ પરિચય કેળવે છે, કોઈ કોઈના નિકટના સંસર્ગમાં આવે છે, તેમાંની કેટલીક સાથે એ સંવનન કરે છે: એક મનોહર ઉમરાવજાદી તરફ એ આકર્ષાય છે, એક દિવસ એના પ્રેમની માગણી કરવાનો નિર્ણય કરીને એને મળવા જાય છે. એ માગણીનો બોલ ઉચ્ચારવાની તૈયારી કરે છે.

એ જ વખતે, એ ઉમરાવ કન્યાની પાછળથી જ વીજળીનું ઘૂમટે ઢાંકયું ગામડિયું મુખ દેખાયું. ધીરે ધીરે એની મૂર્તિ પ્રત્યક્ષ થઈ. વીજળી એની પાસે આવી, જમીન ઉપર બેસી, પાલવ પાથરી તેણે એના પગમાં માથું મૂકયું. ઉનાં અશ્રુજળે એના પાદારવિંદને પખાળતાં એ કરગરી રહી: 'નાથ! પાલવડો પકડયો છે તો પાર ઉતારજો!'

જગતની એક વિપલ પહેલાંની સુખદ કલ્પના સૂર્યપ્રકાશમાં ઝાકળબિંદુ ઉડી જાય તેમ ઉડી ગઈ: કલ્પનાના સ્વર્ગમાંથી તે એકાએક કાશીપુરની ગંદી ઓરડીમાં આવીને પછડાયો! ક્રોધની ભીષણ લાગણીથી એનું રોમેરોમ જળી ઊઠયું. ક્ષણ પહેલાં જે પગને વીજળીએ આંસુના જળથી પખાળ્યો હતો, તે જ પગથી એણે વીજળીને લાત મારી. લાતના કઠોર પ્રહારથી ગબડી પડેલી વીજળી એકદમ ઊઠી, તેની પાસે આવી અને 'નાથ! આપના પગને કશી ઇજા તો થઈ નથી ને?' કહી પતિના પગ ચાંપવા લાગી!

ક્રોધાવેશમાં પોતાનો પગ ખેંચી લઇ એ બરાડયો: 'દુષ્ટા! કલ્પનાનું સુખ સુદ્ધાં માણવા દેતી નથી ને?'

જગતે ઊઠીને ઠંડા પાણીથી માથું ધોઇ નાખ્યું, આંખો ઉપર પાણી છાંટયું અને ફરીથી સૂઈ ગયો. વિચારચકડોળે ચડેલા મનને નિરાંત ન વળી અને એનાથી ડરીને ઊંઘ દૂરથી જ ચાલી ગઈ!

આ વખતે જગતે પોતાને શહેરના મિલમાલિકના વંશજ તરીકે જોયો. કોકિલા, અરુણા, રસિકા, મુગ્ધા, મલ્લિકા, માલતી એની પાછળ તલસતી ફરવા લાગી. અનેક સાથે રસક્રીડા કરી એ છેવટે માલતી સાથે લગ્નથી જોડાયો. માલતી અને એની સોહાગ રાત હતી. અનેક કલ્પનાઓ ગોઠવી તે શયનખંડના બારણા પાસે આવી પહોંચ્યો, એ વખતે જ બારણાની આડમાંથી એકાએક વીજળી નીકળી આવી. એના માર્ગ વચ્ચે સુઇ ગઇ અને એના બેઉ પગ પકડી એ કાકલુદી કરવા લાગી: 'નાથ! મારો ત્યાગ ના કરશો. તમે કહો તે કરવા હું તૈયાર છું. હું ઘુંઘટો કાઢી નાખીશ, તમારી સાથે તળાવે ફરવા આવીશ, તમારી સાથે નાચીશ, ભણીશ, ગાતાં શીખીશ, અગાશીમાં પૂર્ણિમાની દૂધ જેવી ચાંદનીમાં તમે મારા ખોળામાં માથું મૂકીને આરામ કરજો......'

જગતે બળપૂર્વક પગ છોડાવ્યો, વીજળી પછડાઇ અને એના દીવાસ્વપ્નનો ભંગાર થઈ ગયો!

એને ત્યારે પોતાની ઉપર, માતા-પિતા ઉપર, ગામડાના સમાજ ઉપર અને એવા ગંદા પ્રત્યાઘાતી ગ્રામીણોમાં જન્માવનાર ભગવાન ઉપર ગુસ્સો ચડયો!

# ૫ પાયાની વાત

**વેકેશન પહેલાંજ** કાશીપુર નહિ જવાનો જગતે નિર્ણય કરી નાખ્યો હતો.

વેકેશનના થોડા દિવસ પહેલાં, છાત્રાલયના એના સહવાસીએ પૂછ્યું: 'જગત, આ રજાઓમાં ક્યાં જવાનો ઇરાદો છે?'

'હજુ નક્કી કર્યું નથી!'

'કારણ?'

'કોણ જાણે!'

'ગામ નહિ જાય?'

'ખબર નથી.'

'તું તો પરણેલો છે ને?'

'અત્યારે તો હું વિદ્યાર્થી છું!'

'એ તો બધું ઠીક. આપણી કૉલેજમાં કેટલાએ વિદ્યાર્થીઓ પિતા બની ચૂક્યા છે. પરિણીત વિદ્યાર્થીઓનું પ્રમાણ તો કદાચ નેવુ ટકા આવે...'

'એ બધા વિચાર તને સોંપ્યા!'

'તું સાધુ થઈ ગયો કે શું?'

'તે તો તું જાણે!'

'તારી પત્ની રજાઓમાં તને મળવા કેટલી આતુર હશે?'

'હું તો માત્ર અભ્યાસનો જ વિચાર કરું છું!'

જગત મોંઢેથી યંત્રની જેમ બોલી રહ્યો હતો; પરંતુ એના દિલમાં બીજી જ ઘડભાંગ ચાલતી હતી.

હવે કાશીપુર એને ગંદુ, અસંસ્કારી, નિંદાખોર ગામડું લાગતું હતું. જન્મભૂમિ તરફનો ઉમળકો એના હૈયેથી ઓસરી ગયો હતો ! વતનવાસીઓ તરફ એને ઘૃણા થઈ હતી. આખા ગામમાં પોતાની સાથે વાત કરવા યોગ્ય એક પણ માણસ એને દેખાતો નહોતો. વીજળીનું તો સ્મરણ સુદ્ધાં એને કંપાવી મૂકતું ! એની આંખ નિરંતર માલતી, મુગ્ધા, અરુણા, કોકિલા અને રસિકાઓને જ જોતી.

રજાઓ પહેલાં પિતાનો પત્ર આવ્યો. એમણે લખ્યું હતું :

'ભૈ, હવે તમે કાશીપુર ક્યાર સોરા આવશો ? છ મહિનાથી તમારી વહુ પિયર છે, એટલે તમારા સસરા એને વળાવવાની ઉતાવળ કરે છે. તમે રજાઓમાં ઘેર આવો ત્યારે થોડા દિવસ એમને ત્યાં જવાનો એમણે તમને આગ્રહ કર્યો છે...'

'જહન્નમમાં જાઓ એનો આગ્રહ અને ખાડમાં પડો એ સસરો !'

પિતાના કાગળમાંના પીંજણથી કંટાળી, બાકીનો કાગળ વગર વાંચે જ ફેંકી દેતાં એ બડબડી ઊઠયો.

જવાબમાં એણે પિતાને લખી વાળ્યું :

'આ વખતે રજાઓમાં મારાથી કાશીપુર અવાય તેમ નથી. કેમકે અમારી કોલેજ તરફથી દિલ્હી, આગ્રા તરફનાં ઐતિહાસિક સ્થળોની મુલાકાત માટે 'ટૂર' ગોઠવવામાં આવી છે. આવતી પરીક્ષામાં એને લગતા પ્રશ્નો પૂછાય તેમ હોવાથી, મારે ગયા વિના નહિ ચાલે.

'હું જાણું છું કે મારા ભણતરનું ખર્ચ તમને ઘણું થાય છે, છતાં આ મુસાફરી શિક્ષણનું અગત્યનું અંગ હોવાથી, રજાઓ પહેલાં મને મળી જાય એ રીતે અઢીસોથી ત્રણસો રૂપિયા મોકલજો. ભૂલશો નહિ.'

આવડી મોટી રકમ માટે લખવાનું જગત માટે જેટલું સહેલું હતું તેટલું સરળ કાર્ય એ માગણી અદા કરવાનું નહોતું. છતાં પુત્રને 'જન્ટલમેન' બનાવવાના અભિલાષ સેવતા પિતાએ રકમ વખતસર મોકલી આપી.

જગતવાળી કૉલેજના કેટલાક વિદ્યાર્થીઓએ રાજપુતાના અને પંજાબનાં ઐતિહાસિક સ્થળોનો પ્રવાસ કરવાનો કાર્યક્રમ નક્કી કર્યો હતો. થોડીક કૉલેજકન્યાઓ એમની સહપ્રવાસીની બનવા તૈયાર થઈ હતી એથી પણ કેટલાક વિદ્યાર્થીઓને એ યાત્રામંડળમાં જોડાવાનો ઉત્સાહ થયો હતો. પરંતુ યુવાન વિદ્યાર્થીઓના ટોળા સાથે પોતાની કન્યાઓ મુસાફરી કરે એ ઘણા માબાપોને ગમ્યું નહિ, તેથી વિદ્યાર્થીઓનીઓમાંથી ઘણીને અનિચ્છા છતાં યાત્રાનો વિચાર માંડી વાળવો પડયો. માત્ર અગાઉથી થયેલી ગોઠવણ પ્રમાણે, જેમના સ્વજનો હતા તેવી કન્યાઓ અને બે એક વિદ્યાર્થીઓની પત્નીઓના સહપ્રવાસની ગોઠવણ કાયમ રહી.

એથી નિરાશ થએલા ગિરીશે કહ્યું : 'નીતિના આ ઇજારદારો જાતે દિલના ચોખ્ખા હોય તો સંતાનો ઉપર વિશ્વાસ મૂકે ને ?'

'ત્યાં સુધી આપણી સ્વાધીનતાની દિલ્હી દૂર જ રહેવાની. જેમનામાં આટલી હિંમત નથી, તેમનામાં સ્વરાજની યોગ્યતા આવે જ ક્યાંથી ?' બીજાએ રાજકારણને વચ્ચે ખેંચ્યું.

'લેડી ફ્રેન્ડઝની કંપની મળત તો પ્રવાસનો રંગ જામત !'

અત્યાર સુધી મૌન રહેનાર અનંતે ટકોર કરી: 'સ્ત્રીજાતિની આવડી મોટી કિંમત આંકીને આપણે પુરુષજાતિનાં મૂલ્ય ઘટાડી દઇએ છીએ.'

'જુઓ આ ભાઇનું નવું તત્ત્વજ્ઞાન !' શ્રીપતે હસતાં હસતાં કહ્યું. એણે અનંતને પોતાને મતે જડબાંતોડ જવાબ આપવાનું બીડું ઝડપી લઇ કહ્યું : 'બિરાદર અનંત, તું તો સમાજવાદની વાતો કરે

છે. છતાં એટલું નથી સમજતો કે સ્ત્રી અને પુરુષ એકબીજાની પૂર્તિરૂપ છે? બંધુ! એકલે હાથે તો સ્ત્રી કે પુરુષ આ ભવસાગરની સફર ખેડી જ શકતાં નથી.'

'અહીં મૂલ્યાંકનનો નહિ પણ દૃષ્ટિભેદનો પ્રશ્ન ઉપસ્થિત થયો છે. શ્રીપત! સમાનતાની ભાવના માટે દૃષ્ટિની નિર્મળતા અનિવાર્ય છે: વિકૃત દૃષ્ટિવાળાઓથી એ પાયાની વાત નહિ સમજાય.'

'ભલે, હવે આ મિથ્યા ચર્ચાનો અંત લાવો. જે વિદ્યાર્થીનીઓ આવવાની નથી, એમની ખાતર, એમની ગેરહાજરીમાં આપણે અહીં અંદરઅંદર લડીએ તે જ આપણી નબળાઈ!' જગતે ચર્ચાનો તોડ ઉતારવા કહ્યું.

બધા હસી ઊઠ્યા: કોઈ માત્ર સરળ ભાવે, ત્યારે કોઈ પોતાની નિરાશાને છૂપાવવા.

ઉપડવાનો દિવસ બેગ–બીસ્ત્રા તૈયાર કરવાની કસોટી જેવો બની ગયો. મુસાફરીનો પોષાક, ફરવા જવાનો પોષાક, સુતી વખતનો પોષાક, બુટ, સ્લીપર, ચંપલ, બુટનાં બ્રશ, માથાનાં બ્રશ, દાંતનાં બ્રશ, દાઢી માટેનાં બ્રશ, હજામતનાં સાધન, સાબુ, તેલ, પોમેડ, વેસલીન, ક્રીમ, સ્નો એક એક કરતાં સંખ્યાબંધ નાની મોટી વસ્તુઓના એ ગંજનો બેગ–બીસ્ત્રામાં સમાવેશ કરતાં પાંચ પાંચ મિનિટે ત્રાસી, થાકી, હારી, નિરાશ થઈ પાટલુનનાં ખીસાંમાં હાથ નાખી તેઓ એકબીજાની ઓરડીઓમાં જઈ, 'દોસ્ત, મારાં તો છએ છ ખમીસ પડી રહે છે.' 'અરે! મારા તો બે નવા સુટ જ સમાતા નથી.' એવી સામસામી ફરિયાદો ફેંકતા, નોકરો સામે મિજાજથી ઉકળતા વિદ્યાર્થીઓમાં અવ્યવસ્થાની અંધાધુંધી જ ફેલાઈ ગઈ. જેમ-તેમ કરતાં એ મહાભારત કાર્ય પૂરું થયું અને છેલ્લે બધી મંડળી ગાડીઓમાં ગોઠવાઈ.

# ૬ ડગમગતું દિલ

**જગત વેકેશનમાં** પહેલી વખત કાશીપુર ગયો નહિ અને વીજળી પિયરમાં રહી એથી ચકડોળે ચડેલી વાત બેઉ ગામોમાં ચૂંથાઈ તો ગઈ જ હતી. એવામાં અખબારોમાં એક કૉલેજ કન્યાએ કૉલેજના એક વિદ્યાર્થી સાથે કરેલાં આંતરજ્ઞાતિય લગ્નના સમાચાર છપાઈને આવ્યા. જે યુવક સાથે કૉલેજ કન્યાએ લગ્ન કર્યું તે યુવક પરણેલો હતો એટલું જ નહિ પણ બે બાળકોનો પિતા પણ હતો. એથી એ લગ્નની વર્તમાનપત્રોએ ખૂબ જ ટીકાઓ કરવા માંડી.

એ ઘટનાથી કાશીપુરવાસીઓને ચર્ચા કરવાનો નવો ખોરાક મળી ગયો. એક વિદ્યાર્થીએ જીવંત પત્ની છતાં પોતાની કૉલેજની સ્ત્રીમિત્ર સાથે લગ્ન કર્યું, એ ઉપરથી તમામ કૉલેજિયનો એવા જ હોય એવી માન્યતાથી ટીકાખોરોએ વાતો શરૂ કરી. કાશીપુરમાંથી એક માત્ર જગત કૉલેજમાં અભ્યાસ કરતો હતો માટે એમણે એને જ સામાજિક ગુનેગાર ગણી, એની વિરૂદ્ધમાં વિવિધરંગી લોકવાયકાઓ વહેતી મૂકી !

'કૉલેજમાં ભણનારા બધા જ વિલાયતી બની જાય છે, એટલે જે પેલાએ કર્યું તે જગત કરશે અને વીજળીને વહેતી મૂકશે !...માટે તો એણે અત્યારથી જ બાપના ગામમાં આવવાનું માંડી વાળ્યું ને !... રતનચંદે કોઈનું કહ્યું માન્યું નહિ ને છોકરાને અંગ્રેજી ભણવા મોકલી ગામમાં ને ન્યાતમાં ભ્રષ્ટાચાર ચાલ્યો !'...

આવી આવી વાતો શરૂ થઈ હતી, તેવામાં વળી કાશીપુરમાં

એક કથાકાર આવ્યો. તેણે આ પ્રસંગને ઊંચકી લઈ, ગામલોકોની વાયકાઓના વહેતા પ્રવાહની હા માં હા મેળવી, લોકપ્રિય બનવાની તક સાધી!

કથામાં એક અથવા તો બીજું નિમિત્ત કાઢીને એ માણસ દરરોજ કહેતો :

'સાહેબલોકના દેશમાં તો બાપ દીકરાનો નહિ ને દીકરો બાપનો નહિ! પાંખો આવે ને માળામાંથી ચકલાંનાં બચ્ચાં ઊડી જાય, તેમ ત્યાં છોકરાં ભણીકરીને તૈયાર થાય કે ઘરમાંથી ચાલ્યાં જ જાય: ઉછેરીને મોટાં કરનાર માવતરની એ તો ઓળખાણ સુદ્ધાં રાખે નહિ...એ મુલકમાં લગ્નની બાબતમાં પણ બધું જ સખળડખળ! ઇચ્છામાં આવે એટલાં બૈરાં મળે, મરજી પડે ત્યારે તેઓ છેડો ફાડી આપે! માટે એમની ભાષા આર્યસંતાનો માટે વર્જ્ય ગણાવી જોઈએ, કેમકે ભાષા સાથે વિચારને અને વિચાર સાથે આચારને દેહ-પ્રાણ જેવો સંબંધ હોય છે. એથી જો ભાષા ભણ્યા કે સમજવું એની પાછળ પાછળ પડછાયાની જ માફક વર્ણસંકરતા આવી જ આવી! ભ્રષ્ટાચાર એ રીતે ફેલાય છે...આર્યોનાં સંતાનો આજે શિખા રાખતાં શરમાય છે, એમાં એમને જંગલીપણું દેખાય છે, ત્યારે ગોરાઓની બાબરી રાખી, બાયડીઓ જેવા સેંથા પાડવામાં એમને સૌન્દર્ય અને ગૌરવ દેખાય છે! આજકાલ તો મર્દ જેવા મર્દો મૂછ બોડાવી બૈરાં જેવાં મોં બનાવે છે. એવાઓ હાલી નીકળ્યા છે સવરાજ લેવા! બૈરક ભાવવાળા એ ભાયડાઓ શી રીતે સવરાજ લાવવાના હતા...?...શાસ્ત્રકારોએ જે યુગનું ભૂંડું ભાવિ ભાખ્યું હતું એ હળાહળ કળિયુગ અત્યારે તો ચાલે છે: માટે તો ત્રિયારાજ શરૂ થઈ ગયું છે!... ઋષિ-મુનિઓની આ પવિત્ર ભૂમિમાં ભીષણ દુકાળ, ભયંકર મહામારીઓ, ભયાનક ભૂકંપ, કારમાં રેલસંકટ તે હોય? એ બધ્ધી

પ્રલેકાળની જ નિશાનીઓ સમજવી ! આ બધું પેલી ભ્રષ્ટાચાર ફેલાવતી ગોદ્ધેયેમિયા ભાષાના ભણતરનું જ ફળ !...એ ભાષા ભણનારાઓ બ્રાહ્મણોની ને ગુરુજનોની અવગણના કરે છે : ધર્મ, શાસ્ત્ર, નીતિ અને ખુદ સરજનહારની સામે બળવા જગાવે છે : લગ્નના સંસ્કારને તુચ્છ માની સ્વચ્છંદાચાર ચલાવે છે ! એમનાં પાપનો ભાર શેષનાગ પણ ઝીલી શકતા નથી માટે જ ધરતી ડોલે છે : ઈંદ્રરાજા પાપપુંજથી અકળાઇ એને ધોઈ નાખવા જળપ્રલયના ચમત્કાર બતાવે છે : એજ પાપોને લીધે આકળા બની યમદેવ રોગચાળા ચલાવે છે. દેવોની આ પ્રિય ભૂમિમાં અગાઉ આવું કદિયે જોયું હતું ?...એ તો હજુ અમારા ને તમારા જેવાઓના પુન્યપ્રતાપે દુનિયા ટકી રહી છે...છતાં એનો પણ એ લોકો વિરોધ કરે છે...!'

રૂઢિરક્ષકોને આ પ્રકારની કથાઓના શ્રવણથી જગતની સામે બડબડાટ કરવા માટે પ્રેરણા ને પ્રોત્સાહન મળી ગયાં.

એને લીધે ગામડાના મહેલ્લાઓના બૈરક મંડળીઓના સટાકચોરાઓ જગત વિરોધી વાતો અને ચર્ચા નિંદાથી ગાજવા લાગ્યા.

'પેલા બુધવારિયામાં આયું છે એવાં જ લગન ચંપાનો જગલો કરવાનો છે...માટે તો એ વીજળીનું મોંઢું પણ નથી જોતો...એ આમ વરવહુ કહેવાય, પણ એમનો સંબંધ એવો નથી !'

પાછલી વાત કહેનારીને એક સાંભળનારીએ પૂછયું :

'ત્યારે અલિ ?'

'બળ્યું બુન, એ તો કહેતાં યે શરમ આવે...'

'પણ કે'તો ખરી, તને મારા સમ !'

'ભાઈ–બુન જેવાં એ તો છે !'

'ખરી વાત ?'

'મારા એકના એક બબલાના સમ! મારે જૂઠું શીદ બોલવું પડે ?'

'હાય્ હાય્, મા! ત્યારે તો બચારી વીજળીનો સંસાર ફટકી ગયો!'

'એ બચારી અમસ્તી પોસ પોસ આંસુડે રોતી હશે ?'

'પણ ચંપા કાંઈ કે'તી નહિ હોય ?'

'ઘરમાં ધણી પાસે એનું કશું ચાલતું નથી...'

'બાપ જ દીકરાને ફટવે છે!'

'એને તો મોટો ગવંડર બનાવવો છે જગલાને!'

'થૈ ર'યા એ ગવંડર!'

'ગવંડર નૈ થાય તો કાંક બીજું તો કરશે ને ?' એમ કહી એણે જુગુપ્સા ઉપજાવે તેવો બીભત્સ ચાળો કર્યો.

કાશીપુરની હવા સાથે ભળી ગયેલી આ વાતો જોતજોતામાં વીજળીને પિયર પહોંચી ગઈ. એટલે પિયરમાં રહેતી વીજળીની સહિયરોએ એને છાનાં છાનાં પૂછવા માંડ્યું:

'વીજળી, તારો વર મદામને પયણવાનો છે ?'

'જૂઠી! તને કુણે કહ્યું ?'

'ભલે ને તું વાત છૂપાવે, એટલે શું આવી વાતો અછતી રે'તી હશે ? વાત તો ઍં...ઍં...વાયરે ઉડીને ય આવે, સમજ્યાં વીજળી બુન!'

બીજીએ પૂછ્યું:

'અલિ, તારો વર તને તેડવાનો નથી ?'

'આવી આવી વાતો તમે લાવો છો ક્યાંથી?' વીજળીએ કંટાળીને કહ્યું.

'ત્યારે આટલા મહિનાથી તું અહીં કેમ છે?'

'સાસરી તો રોજની છે જ રતો, એ ભણે છે ત્યાં સુધી પિયરના લ્હાવા શું કામ ના લઉં!' વીજળી એ રીતે બચાવ કરતી, પણ મનમાં તો એ બબડતી: 'ધણી બહાર રખડતો ફરે એની બાયડી બીજું શું ક...રે...?'

ધીમે ધીમે આ લોકવાયકાઓ દિવાળીને કાને પણ અફળાવા માંડી. માને દીકરીનો સંસાર વણસી જવાની દહેશત લાગી. દીકરી શરમની મારી કશું કહેતી નથી એવી લોકોની માફક એની ય ખાત્રી થઇ. એટલે એણે એક રાતે આંસુભરી આંખે પતિ આગળ હૈયામાં સળગતા લાળા ઠાલવ્યા.

નેમચંદને કાને પણ ઊડતી અફવાઓ તો આવી જ હતી. એણે ગમગીન ભાવે કહ્યું: 'શું કરીશું ત્યારે?'

'શું કરીશું શું? તમે કાલને કાલ કાશીપુર પહોંચી જાઓ. ત્યાં વેવાઇ પાસેથી ખરી વાતનો ચોક્કસ ખુલાસો મેળવો. જમાઇ શે'ર છોડી બાપના ગામમાં આવીને રહે એવી ગોઠવણ કરાવો. દીકરીના દુઃખનો તમને કાંઈ વચાર આવે છે?'

ગામમાં ચર્ચાતી રજેરજ વાત રતનચંદ જાણતો હતો. લોકો હાથમાં આવેલો લાગ અને ભણીને ભવિષ્યમાં મોટો માનવી બનનાર જગતની પેટ ભરીને નિંદા કરવાની તક જ્યારે ઝડપી રહ્યાં હતાં, ત્યારે જગત મિત્રમંડળીની સાથે ભારતની પ્રાચીન તવારીખનાં સ્મારકો અને ખંડેરોનો સંપર્ક સાધવામાં મશગૂલ બની ગયો હતો.

એ ઐતિહાસિક સ્થળોના પોતાના મન ઉપર જે સંસ્કાર ઝીલાતા તેનું વર્ણન તે પિતા પરના પત્રોમાં લખી મોકલતો : સાથે વિધવિધ સ્થળે મિત્રસમુહ સાથે પડાવેલી તસવીરો પણ મોકલતો.

પુત્રના લાંબા પત્રોમાં આવતાં દિલ્હી, આગ્રા, ફત્તેપુર સીક્રી, મથુરા, અમૃતસર, જયપુર, અજમેર, આબુના ઐતિહાસિક વર્ણનોમાં પિતાને જરાયે રસ પડતો નહિ: માત્ર પોતાના 'જેન્ટલમેન' બનતા જતા કુળદીપકના એ પત્રો હોવાથી જ, એ વત્સલ પિતા મમતા-પૂર્વક વાંચી જતો. જો કે તેમાંનું લખાણ એ ઓછામાં ઓછું સમજતો. છતાં પુત્રના પત્રોમાં જેટલી ઓછી સમજ પડે, તેટલા પ્રમાણમાં પોતાના 'ચિરંજીવી'ની વિશેષ પ્રગતિ થઈ રહી છે એવું વાત્સલ્યભાવે માનીને તે વધુ મલકાતો!

રતનચંદને ધીરધારના ધંધાને અંગે હાવાદુવી કરવા શહેરમાં જવું પડતું. તે વખતે વકીલો, ન્યાયાધિશો, અદાલતના કારકુનો એ ન સમજી શકે એવું ઘણું બધું બોલતા! એમના સંપર્કથી જ એણે પોતાના એકના એક 'જગલા'ને 'જાટલીમેન' બનાવવાનો નિરધાર કરી, તે અમલમાં મૂકયો હતો: તેથી જ તે મોટા માનવીઓની વાતો સામાન્ય માણસોથી ઓછામાં ઓછી સમજાય એવું માનતો થયો હતો. એટલે એ માપે તે પોતાના પુત્રને માપતો અને દીકરાને 'જેન્ટલમેન'માં પલટાતો કલ્પી એકલો એકલો તે મરક મરક હસતો ને રાજી થતો. એવા દીકરાના નિંદકો કાં તો અજ્ઞાન છે, અદેખા છે માટે ભલેને પોતાના 'જેન્ટલમેન' દીકરાનો મફતનો મેલ ધુએ! એવા આત્મસંતોષથી મન વાળતો.

પરંતુ નિંદાએ દિવસે દિવસે ઉગ્ર સ્વરૂપ પકડયું: કયાકારે એ અગ્નિમાં ઘી હોમ્યું: જગતે રજાઓમાં ઘેર ન આવતાં, બહાર રખડવા માંડયું એ વિચારોએ એમના મન ઉપરની અસર ગાઢી કરી. આવી

મનોદશામાં અખબારોમાં આવેલી, શોકય ઉપર પરણવા તૈયાર થયેલી કૉલેજ કન્યાવાળી ઘટનામાં, પિતા અને પતિ બની ચૂકેલા કૉલેજિયને પત્ની-સંતાનોનો જે છેહ કર્યો એ જ એમના હૈયાને વીંધી નાખનારો બનાવ હતો. ત્યારથી 'મારો જગત તો ડાહ્યો છે, એવું કદિયે કરે જ નહિ' એમ મનને રમાડતા છતાં વચ્ચે વચ્ચે લોકવાયકા ઉપરથી વળી, એમના દિલમાં શંકા ડોકિયાં કરી જતી: 'આજકાલના છોકરાઓનું કાંઈ કે'વાય નહિ...ત્યાંની રૂપાળી, નખરાળી, વંઠેલા વાજા જેવી છોકરીઓ જ એને ફસાવે તો?' એ વિચાર થતાં એમના દિલમાં સો મણનો ધ્રાસકો પડતો. પછી તો ડગમગવા માંડેલા મન ઉપર શંકાની ડાકણ સ્વાર થઈ બેસતી: 'તો તો ભરી ન્યાતમાં ને ગામ આખામાં મારૂં નાક બે આંગળ ભરીને જ કપાઈ જાય ને?... એમ થાય તે દહાડે મારૂં તો મો'ત જ બગડે!'

રતનચંદનું મન આમ ડગુમગુ થઈ રહ્યું હતું, તેવામાં જ જગતે દિલ્હીના દીવાને આમના વિશાળ દરબાર ખંડમાં પડાવેલી, આગ્રામાં 'તાજ'ના પગથિયાં ઉપરથી લીધેલી અને ફત્તેહપુર સીક્રીની એક-સ્થંભી અદાલતની ઈમારતમાં ઊભા રહીને ઝડપી લીધેલી તસવીરો મોકલાવી. તેમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓની એ સંયુક્ત છબીમાં જગતની બાજુમાં કે આગળ પાછળ કોઈને કોઈ છોકરીને હસતી ઊભેલી જોઈ, રતનચંદના ડોલી રહેલા દિલને પ્રશ્ન થતો: 'આમાંથી કોઈ છોકરી સાથે જગતને દોસ્તી થઈ હોય તો?...છે તો બધી એક એકથી ચડિયાતી...વંઠેલીઓ જેવીઓને ન મળે લાજ કે શરમ!' એકાદ વિપલમાં નવી કુશંકા, ઝાડની ડાળી પર કુદકા મારતા વાંદરાની જેમ કૂદકો મારતી: 'આમાંની એકોએક વીજળી વહુથી ચડિયાતી લાગે છે...જવાનિયાનું મગજ ભમરા જેવું તો હોય!...' રતનચંદને આ વિચાર થતાં જ, એકદમ રસ્તામાં, પગની જ પાસે પડેલા કાળા

નાગને જોઈ ચમકી માનવી રસ્તો બદલે તેમ, ચમકી જતા અને મહા-પરાણે મનને મનાવવા વિચારોના વહેણને બદલી નાખતાઃ 'ન બને, ન બને કદિ યે એવું ન બને! લોકો તો નાગા છે...મારો જગુ 'જેન્ટલમેન' બને છે એથી અદેખાઈની આગમાં એ બધા બળી મરે છે...જગુ એવો હોય જ નહિ ને...એ, મારો આજ્ઞાંકિત કુળદીપ–ક–!' અને આસ્થાળુ પિતા સંતોષની સરિતામાં વહેવા લાગતો!

કાશીપુર આવેલા વીજળીના પિતા નેમચંદ સાથે જમી પરવારીને રાતના વખતે રતનચંદ બેઠા હતા. વેપાર ધંધાની આડી અવળી સામાન્ય વાતો કરતાં કરતાં નેમચંદે ગંભીર બનીને મુદ્દાની વાત શરૂ કરી:

'રતનચંદ શેઠ! આ બધું શું છે?'

'શાનું?'

'જગતકુમારના સંબંધમાં લોકોમાં વાતો થઈ રહી છે, તેનું સ્તો...'

'લોકો તો મૂરખ છે...'

'...એમ ત–મે માનો છો?'

'નહિ તો!'

'પણ બીજા કોઈની નહિ ને એમની જ વાતો થાય એનું કાંઈ કારણ તો હશે ને?'

'એમના છોકરાઓ ગામમાં રહે રહે ઠેફાં ભાગે ને મારો દીકરો ભણીગણીને મામલતદાર કે વકીલ થશે, એથી બધા બળે છે!'

'પેલો કો'ક કોલેજમાં ભણતો'તો, એણે પરણેતર બાયડીને રઝળતી મૂકીને કોલેજની દોસ્તદારણ સાથે લગ્ન કર્યાં, એ વાત તો ખરીને?'

'એ તો શેઠ! ગામ હોય ત્યાં ઢેઢવાડો ક્યાં નથી હોતો?'

નેમચંદને એથી સંતોષ ન થયો. એટલે એણે ગોળગોળ વાત મૂકી સીધેસીધું કહી નાખ્યું:

'રતનચંદ શેઠ, છાપાંમાં કૉલેજના વાતાવરણ માટે કેવું બધું આવે છે? એ વાતાવરણ જ વંઠેલું અને બધાં યે ગધાપચ્ચીસીમાં... તેમાં વળી લોકો કહે છે જગતકુમાર પણ પેલાની માફક કો'ક છોકરી સાથે લગન કરવાના છે...'

'શેઠ, તમે આ શું બોલો છો?' રતનચંદે જરા ભાર દઈને કહ્યું. છતાં એમના મનની આંખ જગતે મોકલાવેલી છબીઓમાંની છોકરીઓ પર તરવરી રહી!

'લોકો કહે છે.' નેમચંદે એક જ વાત પકડી રાખી.

'પણ તમે લોકોની એવી નિંદાઓમાં વિશ્વાસ શાદ મૂકો છો?'

'લોકો કહે છે અને છાપાંમાં એવું આવે એટલે શંકા તો પડે જ ને?'

'બીજાના વાંકે મારા જગત માટે શંકા રાખવાનું કાંઈ કારણ?'

'શેઠ, તમારા જ કુટુંબનાં માણસો કે' છે કે મારી વીજળી સાથે તમારા જગતકુમારને સારો મેળ નથી...'

'ખોટું. ખોટું, શેઠ! નશાતાર જૂઠું! સસરા થઈને તમે જમાઈ માટે આવું બોલો...'

'શેઠ, વીજળી મારી દીકરી છે...'

'અને મારા દીકરાની એ વહુ છે...'

'એ બેમાં ફેર પડે. મારી દીકરી ઘેર આવે તો...'

'એવું ના બોલો, વહેવાઈ!'

'ત્યારે આ વખતે તમારા દીકરા રજાઓમાં ઘેર કેમ ના આયા?' એક પળ રતનચંદ ગૂંચવાયો. પરંતુ એમણે તરત જ સ્વસ્થ થઈને કહ્યું :

'એને આ વખતે દિલ્હી, આગ્રા, ફરવા જવાનું થયું. ત્યાં કેવા કેવા મોટા માણસો સાથે એને ઓળખાણો થાય છે...'

રતનચંદને ફરીથી જગતે મોકલાવેલી છબીઓનું સ્મરણ થયું. 'જો અંદર છોકરીઓ ન હોત તો એ નેમચંદને બતાવત...પણ છોકરાએ ય બધું બાફ્યું છે ને?'

'તે બીજા કોઈ વખતે જવાત...'

'ભૈ, આ તો કોલેજનાં ભણતર...'

'એ બધું ખરું પણ નાતજાતનું ય જોવું જોઈએ ને? શેઠ, દિલની બળતરા બોલાવે છે. પરણાવેલી જવાનજોધ દીકરી પિયરમાં ક્યાં સુધી રહે? આંખ આગળ એવડી દીકરી ફરતી હોય અને ભણતલ જમાઈ ચાર-છ મહિને રજાઓમાં ય ઘેર આવી એની ભાળ ન લે, ત્યારે માવતરના જીવને શું થતું હશે, તે તો દીકરીનો બાપ જ સમજી શકે...'

'શેઠ, કો'કે તમને ભરમાવીને અવળે રસ્તે ચડાવ્યા છે. તમારી દીકરી તો નસીબદાર છે. થોડા દા'ડામાં જગત મોટો માણસ થશે, ત્યારે એને તો એં-એં-એં સાયબી મળશે સાયબી! માટે લોકોની વાતો ઉપર ધ્યાન આપવાનું છોડી દો...'

'નજર આગળ મોટી પોટી છોડી ફરતી હોય ત્યારે એ બધું નથી સૂઝતું, રતનચંદ શેઠ! સમજણી છોડી મનમાં ને મનમાં બળી, જળી, સિઝાઈને સુકાઈ જતી હોય, એના જેવડી બીજીઓ સાસરેથી પિયર પણ આવતી નાં હોય અને ખોળામાં છોકરાં રમતાં હોય,

ત્યારે તો ડા'પણની વાતો નાં સૂઝે...તમે એમ કરોને ત્યારે?' નેમચંદને નવો રસ્તો સૂઝ્યો.

'શું, કહો?'

'હજી તો રજાઓના બહુ દા'ડા બાકી છે. તમે જ્યાં હોય ત્યાંથી તમારા દીકરાને તેડાવો. એ વીજળીને તેડવા આવે અને અહીં થોડા દા'ડા પણ રહી જાય, તો બધી પંચાત પતી જાય, ને અદેખાં લોકોનાં મોઢાં પણ બંધ થઈ જાય.'

'ભલે, એમ કરીએ.' રતનચંદ જેટલો ગંભીર હતો તેથી વિશેષ ગમગીન બની ગયો. 'જો કે એમ કરવા જતાં એના ભણતરમાં ખલેલ તો પહોંચશે જ...'

'શેઠ, મારું માનો તો એ ભણ્યા છે એટલું બહુ છે. એમને પાસે રાખીને બાપદાદાનો ધંધો જ શીખવો ને, એટલે તમારી ને અમારી ચિંતાઓ જ ટળી જાય.'

'હું કાલ ને કાલ કાગળ લખું છું, પછી કાંઈ?' અડધી રાત વીતી છતાં વાતનો છેડો આવતો નહોતો અને વહેવાઇને સંતોષ થતો નહોતો. એટલે રતનચંદે, વાતના તાત્કાલિક સમાધાન માટે વચલો માર્ગ પકડી લીધો.

## ૭ શંકાનું ઝેર

**નેમચંદ કાશીપુરથી** ગયો ત્યારે એને સંતોષ થયો ન હોતો, ઉલટો અસંતોષ વધ્યો હતો. કેમ કે રતનચંદના વાલેસરીઓએ એના કાનમાં વિશેષ ઝેર રેડ્યું હતું.

પરનિંદા માનવીને બહુ મીઠી લાગે છેઃ સર્જનજૂની નિંદાકળાનાં શૈલી, પ્રકાર, પ્રમાણ અને વ્યાપમાં ફેર પડયો હોવા છતાં માનવ હૈયેથી એની મીઠાશની મોજ ઓસરી નથી. એ મીઠી મોજ કાશીપુરના લોકોએ નેમચંદના આગમનથી માણી લીધી.

'અમારે તો ક્યાં રતનચંદ કોક છે, એના અને એના દીકરાના ભલામાં તો અમે રાજી છીએ; પણ તમે ય અમારા વાલા સગા છો અને જ્યારે તમારી દીકરીનાં દુઃખ નજરે જોઇએ ત્યારે જ અમારે તો કેવું પડે છે!' આવા ઉપોદ્‌ઘાત સાથે અનેક જીભો એમના કાનમાં સળવળી ગઈઃ 'જગત આમ તો બહુ સારો, પણ ભઈ, એનાં લખ્ખણ સારાં નથી સંભળાતાં...એમાં પણ જગતનો કશો ય દોષ નથી; દોષ છે અંગરેજી ભણતરનો!...દેવતા પાસે ઘી મૂકો પછી એને ગરમી લાગ્યા વિના રહે! એમ જ્યાં પયણવા જેવડી ઉમ્મરની તો શું, પણ પયણી હોય તો બબ્બે છોકરાંની મા થાય એવી લડધી જેવી છોકરીઓ, જુવાન છોકરાઓ સાથે ભણતી હોય, ત્યારે બીજું કયું પરિણામ આવે?...આપણા શાસ્ત્રકારોએ પિતાને ઉમ્મરલાયક પુત્રી સાથે અને ભાઇને જુવાન બેન સાથે એકાંત નહિ સેવવાની આજ્ઞા કરી છે તે અમસ્તી નહિ જ...!'

આ પ્રકારની વાતો અનેક ઠેકાણેથી સાંભળવાથી નેમચંદની શંકા દઢતર બની.

શંકાનું ઝેર એક વખત દિલમાં ઉતર્યું કે રગેરગમાં વ્યાપી જવાનું. એ ઝેર માનવીને એવો તો વ્યગ્ર અને વિહ્વળ બનાવી દે છે કે, પછી એ પોતાની જાત ઉપર સુદ્ધાં વિશ્વાસ મૂકી શકતો નથી!

નેમચંદ આજ સુધી વહેવાઈ-વહેવાણ ઉપર મૂકતો હતો તે વિશ્વાસ શંકાગ્રસ્ત દશામાં ડગી ગયો. 'પોતાના દીકરાનાં લાંછન એ જાણી જોઈને ઢાંકે છે.' એવું એના દિલને ડસી ગયું.

ઘેર ગયા પછી નેમચંદે વીજળી સાંભળી ન જાય એ માટે રાતે સુઈ ગયા પછી દિવાળીને વાત કરી. પરંતુ વીજળી કાચી નહોતી; એણે બારણાની ઓથે રહીને વાતો સાંભળી લીધી.

'રતનચંદ ને ચંપાં વે'વાણ તો કે'છે બધી વાત જ ખોટી છે...જગતકુમાર અત્યારે દિલ્હી આગ્રા ફરે છે...પણ એમના સિવાય આખ્ખું યે કાશીપુર કે'છે કે આપણો જમઈ કોલેજની કો'ક છોડીઓમાં ફસાણો છે...'

'હાય, હાય, ત્યારે આપણી વીજળીનું શું થશે?'

દિવાળીને ડૂસકાં લેતી જોઈ નેમચંદ આશ્વાસન આપવા લાગ્યો: 'અત્યારથી આમ શું કરતી હૈશ!'

'કંઈ કર્યાં થાય છે? અને આ તે કાંઈ જેવી તેવી વાત છે?' દિવાળી રડતી જતી ને બોલતી હતી.

'એ તો હું યે સમજું છું.'

'તો'ણે પછી!'

'છતાં, હજુ તો એ વાતને વંઠી જતી રોકવાના અનેક રસ્તા છે...'

'મને એમાં હવે વિશ્વાસ બેસતો નથી. ભાયડાનું મન પાકી કેરી જેવું હોય છે. એક વખત કોહવા માંડ્યું એટલે એને સુધારી નાં શકાય. બાજી બગડી તે બગડી. ભણેલી બાયડીઓના ચાળા તમે નાં સમજી શકો. એ તો રાં...ડો વંઠેલી વં...તરિયો !...'

'પણ હું જગતકુમારને મળીશ.'

'એ તમને મળશે જ નહિ તો ?'

'એટલી હદ સુધી તે જા–ય...?'

'અંગરેજી ભણેલા શું નાં કરે ? ગામમાં કો'ક ભણેલી બીજાના ભાયડાને ગૈ એની વાતો થાય છે તે સાંભળો છો ને ? એ ય તે એ સાથે ભણતાં હતાં. પેલીએ પેલાનું ઘરબાર છોડાવી એની સાથે લગન કર્યાં. પેલાનાં આગલાં બાયડી છોકરાં ખૂબે ય રોયાં, રતળ્યાં, બચારી બાયડીએ પેટ ચૂંથ્યાં ને ભોડાં કૂટ્યાં, પણ પેલો નાં પીગળ્યો. એની પેલીએ પથરા જેવો બનાવી દીધો હોય તે શી રીતે માને ?... ભણેલીઓનાં કામાં તમે નાં સમજી શકો ?'

'પણ જગતકુમારની વાત એટલી બધી વધી નથી.'

'ભગવાન કરે ને એ વાત ખરી કરે. તમે તમારે હવે તો વે'વાઇ ને વે'વાણ કશું કર્યા વિના, સીધા અમદાવાદ જ ઉપડી જાઓ ને !'

'રતનચંદ એમને કાગળ લખીને તેડાવવાના છે, જોઇએ, એ આવે છે કે નહિ...નિકર પછી ત્યાં જ જઇશ.'

પતિના એ આશ્વાસનથી દિવાળીને સંતોષ થયો; છતાં પુત્રીના ભાવિ માટે એના મનમાંની અમંગળ શંકાઓ ઓછી થઈ નહિ.

'હાય્ હાય્, મારું શું થશે!' મા-બાપ વચ્ચેની વાતો સાંભળી પથારી સુધી જવા જેટલાયે વીજળીમાં હોશ રહ્યા નહિ. ફરી ફરીને તરફડિયાં મારતું એનું મન કરુણ કલ્પાંત કરતાં કકળતું હતું: 'હાય્ હાય્, હવે મારી શી દશા થશે?'

પથારીમાં પડી પડી તે ચોધાર આંસુએ રડતી હતી. સમાજમાં વિધવા કરતાં ત્યકતાની દશા વધારે કરુણ બને છે. વીજળી ત્યક્તા તરીકે, પોતાની ભાવિ દશાની અમંગલ કલ્પના કરતી હતી: પોતાના પતિને બીજી કોઈ ખેંચી, તરફડાવીને લઈ જાય, પતિ પાછું વાળીને જુએ પણ નહિ, પતિચોર સ્ત્રી એની સામે હાથના અંગૂઠા બતાવે, દાંત કચકચાવે અને રાક્ષસો પણ ચમકી જાય એવું હસે!

વીજળીના હૈયાને હજારો લાખો વીંછીઓ ડંખ દેવા લાગ્યા. એકલી, અટૂલી, નિરાધાર, નિરાશ, નિરૂત્સાહ એણે રડી રડીને પથારી પલાળી હતી. રાત વેરણ બની ગઈ, શત્રુ બની નિદ્રા નાસી ગઈ, આખી દુનિયા એની સામે ભયાનક ડાચું ફાડી એને ભરખી ખાવા લાગી!

પાસાં ઘસી ઘસીને થાકેલી, રડી રડીને વ્યાકુળ બનેલી વીજળી કેવી રીતે અને કેમ કરીને ઊંઘી ગઈ, એની તો તેને જ ખબર ન રહી. છતાં ઊંઘ પણ એને શાંતિદાતા ન થઈ.

આંખ મળી ને એના તંદ્રિત મન સામે સ્વપ્ન સૃષ્ટિ ખડી થઈ:

નાખી નજર પણ ન પહોંચે એવા મહાસાગરમાં, નાનકડી નાવડીમાં તે એક પુરુષ સાથે સફરે નીકળી હતી. પુરુષ હલેસાં મારતો હતો. શાંત સાગરની જળસપાટી પર, માના હૈયેથી સંતાન પ્રતિના સ્નેહનું ઝરણું સરે, તેમ એમની નાવડી સરતી હતી. દુ:ખીઓના દર્દને વીસરાવી દે એવો મલયાનિલ એમના શરીરે સુખાળવો સ્પર્શ કરી કરી મજાક કરતો હતો.

વીજળીના આનંદને ક્ષિતિજના સીમાબંધન નહોતાં. નૌકા હંકારતો સાથી એની સાથે, હૈયાને ગલીપચી થાય એવી રસિક વાતો કરતો હતો.

શાંત સાયરના હૈયા પર નાનકડી નાવડી નિશ્ચિંતપણે ઝૂલી રહી હતી. વીજળીના મોટા અંબોડાની મઘમઘતી ફૂલવેણી તરફ પુરુષની આતુર દૃષ્ટિ સ્થિર થઇ ગઇ હતી. એની કીકીઓમાંથી આકર્ષણની છૂટતી જાદુઈ કિરણાવલિની સેરો જોઇ વીજળીએ મદભરી આંખે, વેણીમાંથી જૂઇનું એક ફૂલ કાઢીને મારતાં કહ્યું: 'મારી સામે આમ તાકીને શું જોઈ રહ્યા છો ?'

પુરુષે હાથમાંનાં હલેસાંને આરામ આપ્યો. એણે સ્મિતવદને કહ્યું: 'પ્રકૃતિએ સૌન્દર્યનું બધું જ દાન એક તને જ આપી દીધું શા માટે, એં ?'

'તમે પણ ક્યાં કદરુપા છો તે ?' વીજળીએ લહેકા સાથે કહ્યું. એની કીકીઓમાં પુરુષે એ વખતે મૌન આમંત્રણ નીરખ્યું.

પુરુષે એનો હાથ પકડયો: વીજળીએ મીઠા છણકા સાથે એને ખેંચવાનો દેખાવ કર્યો. 'આ...શું...?'

હોઠ જ્યારે એમ બોલ્યા ત્યારે એનું હૈયું કહી રહ્યું હતું: 'કેવું સરસ, અત્યાર સુધી આ કેમ ન સૂઝયું ?'

પુરુષે પ્રેમદાને પોતાની તરફ ખેંચી ત્યારે એના હૈયામાં સૂઇ રહેલું પૌરુષ આળસ મરડીને બેઠું થયું.

ખેંચાણથી આકર્ષાતી વીજળી પુરુષના હૈયાની ઉપર ઢળતાં ઢળતાં નશાબાજની માફક બબડી: 'તમે ય તે કેવા છો ?'

'આ...વો...!' કહી સાજને સજનીને ભૂજબંધમાં જકડી, ભીંસી, એના આતુર અધરોનું અમૃત પીવા માંડયું. સ્વવશ ઝૂલતી હોડીમાં પરવશ બનેલાં યુગલની રસમસ્તી ક્રમશઃ વધતી ગઈ.

# શંકાનું ઝેર

એ મનગમતી મસ્તીને અણગમતી બતાવવાનો અભિનય કરતી નવોઢા નારી શરમભારે નમી પડવાના દેખાવ સાથે એના ભુજબંધ ઢીલા કરવાનો મિથ્ય પ્રયત્ન કરવા લાગી. તેમ તેમ પ્રતિપક્ષ તરફથી એને હૈયા સાથે જકડી રાખવાની જોરે જોર પકડયું.

પુરુષને હૈયે પૌરુષ સળગી રહ્યું હતું. પ્રમદાના પ્રમુદિત ચિત્તમાં આતુર નારીતત્ત્વ સગતગાવસ્થામાં થનથની રહ્યું હતું–શરદના ચંદ્રોદયે અમૃત ઝીલવા હૈયાની પ્રત્યેક પાંખડી વિકસાવી આતુર બની હોય તેમ.

વૃક્ષડાળે વેલી વીંટાય તેમ સજની સાજનને ગળે હાથ વીંટાળી ઝૂલવા લાગી. વર્ષાકાળે તરસ્યો ચાતક જળબિંદુ ઝીલવા જેટલો આતુર બને એટલી આતુરતાથી વીજળીનાં દિલભર આમંત્રણ ઝીલવા જગત વીજળીના મુખકમળ તરફ નીચો નમ્યો. એજ વખતે વણકલ્પ્યો ઝંઝાવાત શરૂ થયો.

નાનકડી નાવડી એકાએક ડોલવા માંડી. સાવધ થઇ જગત હલેસાં હાથમાં લે તે પહેલાં પ્રચંડ મગરમચ્છનું પુચ્છ હવામાં વીંઝાયું. આંખ ઊઘડીને મિચાય તેટલામાં હોડી એક બાજુથી નમી ગઇ અને તોફાને ચડેલાં મહાસાગરનાં વિરાટ મોજાં વચ્ચે જગત અદશ્ય થઇ ગયો. હોઠ સુધી આવેલો વીજળીના સૌભાગ્યનો અમૃત કટોરો નંદવાઇ ગયો : એકાએક અમૃતનું વિષ બની ગયું.

પ્રકૃતિના પ્રકોપથી શરૂ થયેલા ભીષણ વરુણતાંડવ વચ્ચે ફસાઇ વીજળીની નાનકડી નૌકા ચક્કર ચક્કર ફરવા લાગી.

જીવનનૌકાના સુકાનીના એકાએક અદશ્ય થવાથી આકુળવ્યાકુળ બનેલી વીજળીએ ચીસ પાડી :

' એ ડૂબ્યા, ડૂબ્યા...બચાવો ! એમને કોઇ બચાવો !...'

'શું છે ખુન !' એમ બૂમ મારતી, વીજળીની ચીસોથી ઝબકીને જાગી ઊઠેલી દિવાળી એની પાસે દોડતી જઇ પહોંચી.

નેમચંદ પણ એની પાછળ ધસી ગયો.

રાત્રિની ભયાનક શાંતિનું મૂંઝવી નાખનારૂં ગમગીન વાતાવરણ ચોપાસ જામ્યું હતું. તેને ભેદતો તમરાંનો કર્કશ અવાજ એ અંધારી નિશાને વધુ ભયંકરતા આપી રહ્યો હતો.

'દિવો તો કરો !' દિવાળીએ બૂમ મારી.

'કરૂં છું ને' કહેતા ગભરાયેલા નેમચંદે ઉપરાઉપરી બે ત્રણ દિવાસળીઓ સળગાવી ને હોલવાઇ ગઇ. છેવટે મહાપ્રયાસે એરંડિયાનો દિવો સળગ્યો. એના ઝાંખા પ્રકાશમાં જણાતા વીજળીના ખાટલા પર ઝઝૂમી રહેલાં માતા–પિતાના પ્રલંબ પડછાયા, ખાટલામાં પડેલી વીજળીને ઉપાડી જવા આવેલા યમદૂતોની બિહામણી કલ્પના આપતા હતા.

'વીજળી !...ખૂન...!' દીકરીને ઢંઢોળતી દિવાળી પૂછતી હતી.

પરંતુ વીજળી જવાબ આપતી નહોતી.

'હાય, હાય ! આને એકદમ શું થઇ ગયું...તમે જરા જુવો તો ખરા !...હાય હાયરે, મારી દીકરી !...' દિવાળી રડવા લાગી.

'રાતને વખતે આમ શું કરતી હઈશ ?...વખત છે ને કાં'ક ખરાબ સમણું જોયું હોય.' પત્નીને આશ્વાસન આપતાં નેમચંદે પુત્રીના શબવત શરીરને ઢંઢોળવા માંડ્યું.

પણ એ ન જાગી.

'આમ કેમ ?' દિવાળીએ ધ્રુસકે ધ્રુસકે રોતાં રોતાં પૂછ્યું. 'હાય, હાય ! એને શું થૈ ગ...યું ?'

વીજળી જડવત બની ગઇ હતી. નેમચંદે એનો હાથ પકડ્યો. એ લાકડા જેવો જડ અને બરફ જેવો ઠંડો હતો.

## શંકાનું ઝેર

'આમ દિવો લાવ જોઉં.'

કોડિયું લઇ, વાટ સંકોરી, દિવાળી, રડતી રડતી, દીકરીના ખાટલા પાસે આવી નીચી નમી.

નેમચંદે વીજળીનાં મિંચાગેલાં પોપચાં ઊંચાઆં. અંદર આંખો સ્થિર ઢળેલી હતી.

'આંખોના કાચ ઢળી ગયા કે શું?' ડુસકાં ખાતાં ખાતાં જાતને પૂછતી હોય એમ દિવાળી બબડી.

'આમ શું કરવા કરે છે?' દિવાળીને સમજાવતાં ચિંતાતુર નેમચંદે શબ સમા પુત્રીના ખોળિયાને ધારી ધારીને જોયું.

એનો શ્વાસ ચાલતો હતો, પરંતુ હાથના પંજા અને પગનાં તળિયાં ઠંડાંગાર બની ગયાં હતાં.

ધડકતા હૈયે નેમચંદે એના હોઠ પહોળા કર્યા, અંદર દાંત એકબીજા સાથે મડાગાંઠની માફક જડાઇ ગયા હતા.

'બોલતા કેમ નથી, કો'તો ખરા, વીજળીને થયું છે શું?' દિવાળી વિલાપ કરતી હતી. એનો સંતાન પ્રેમ આંખો વાટે બહાર ટપકી રહ્યો હતો. માના આંસુનાં એ બિંદુ અભાન પુત્રીના કપાળ ઉપર ટપકતાં હતાં: ટપ્-ટપ્-ટપ!

'બીવા જેવું કાંઇ નથી...એના દાંત બંધાઇ ગયા છે–માથા ઉપર ગરમી ચડી ગઇ છે. તું જરા પાણી લાવ...'

ધીમાં ડૂસકાં લેતી દિવાળી પાણી લેવા ગઇ. એના હૈયામાં ડૂમો ભરાઇ ગયો હતો.

વીજળીનું શરીર ખેંચાવા લાગ્યું: નિરાધાર જેવો નેમચંદ એની સામે જોતો, નિઃશ્વાસ નાખી બબડયે: 'ભગવાન કરે તે ખરૂં!'

## ૮ ચિંતાની આગ

નવી-જૂની દિલ્હી જોઈ આવ્યા પછી હોટલમાં જગત અને તેના સાથીઓ ભૂત અને વર્તમાનની તુલનાત્મક ચર્ચા કરી રહ્યા હતા.

'પુરાણું હસ્તિનાપુર જગતભરના સામ્રાજ્યસ્વામીઓ માટે ઉપદેશ ગ્રંથ સમું છે.' એકે કહ્યું.

'સામ્રાજ્યના સૂત્રધારો ઇતિહાસ પાસેથી કદી બોધ લેતા નથી. એ બોધ તો એમની એડી નીચે છૂંદાઈ મરનારાઓએ લેવા જેવો છે.' બીજો બોલ્યો.

'આપણી દશા જ અત્યારે તો એ સમજ તારવવા જેવી છે, પણ કોને પડી છે!'

'મુગલ જમાનાની ભવ્ય સ્થાપત્યકલાના નમૂનાઓ સમા દુર્ગો, મિનારા, ગુંબજો વગેરે જોઈ, મને લાગી ગયું કે આપણે એ યુગમાં ઘણું ખોયું તેમ ઘણું મેળવ્યું ય છે.

'અને નવી દિલ્હી જોયા પછી મને લાગ્યું કે ભૂતકાળની હરિફાઈ કરવા પાછળ અત્યારની સરકારે કરોડોનું પાણી કર્યું છે.'

'બન્ને યુગના શાસકોની મનોદશા વચ્ચેનું અંતર એમાંથી માપી શકાય છે. એક આ દેશને પોતાનો મુલ્ક માનતા હતા, બીજા એને સગવડભર્યા શોષણનું સાધન ગણે છે.'

'વર્તમાન હિંદની કંગાલિયતને પડકાર આપતું નવું દિલ્હી એની તરફ ઘમંડી દાંતિયાં કરી રહ્યું છે.'

'આપણી કંગાલિયતને તેમ આપણી મર્દાઇને.' કોઇએ અધૂરા વાક્યની પૂર્તિ કરી.

'આપણી મર્દાઇને તો આપણી જ આંતરિક નબળાઇનો લૂણો છેક મહાભારતના કાળથી લાગ્યો છે...'

'...અને આજના દિન સુધી એ ચાલુ છે.'

'આપણી ગુલામીનું અસ્તિત્વ અને વિનાશનું કારણ એજ છેને !'

શ્રાવણના એકાદ ઝાપટા પછી વર્ષાદ અટકી જાય, તેમ થોડીક પળો એ ચર્ચા અટકી ગઇ.

ત્યાં રૂમમાં આમતેમ ટહેલતાં ટહેલતાં શ્રીપત બોલ્યો :

'મારા મન ઉપર તો આ બધા કિલ્લાઓની સહુથીય વિશેષ છાપ પડી છે. આજે હિંદવાસીઓ લશ્કરી યોદ્ધાઓ માટે નાલાયક મનાય છે : એજ હિંદના વતનીઓ ગઇ કાલ સુધી કુશળ સેનાધિપઃ શોભાવતા હતા.'

'હિંદીઓને નાલાયક કહેનારાઓને માટે આ બધા કિલ્લાઓ પડકાર રૂપ છે.'

'દોસ્ત, નિર્માલ્યોના પડકારની કિંમત કેટલી ? આ બધા કિલ્લાઓ તો પત્થર, ચૂનાનાં માળખાં ! એની પાછળ પ્રાણ ક્યાં છે ?'

'અંદર અંદરની લડાઇઓમાં જ એ પ્રાણ, એ મરણિયા વૃત્તિ, એ મર્દાઇ અને સરફરોશીની એ તમન્ના બધું આપણે ગુમાવી બેઠા...'

'એ પાછાં મેળવવા મથવું જોઇએ. ગુમાવેલી વસ્તુનો શોક કરીને બેસી રહે દળદર ના ફીટે !' શ્રીપત બોલી ઊઠયો.

'દોસ્ત, શુભકાર્યનો આરંભ જાતથી જ સારો !'

'ચેરિટી બીગીન્સ એટ હોમ !'

શ્રીપત તતડ્યો : ' તે તો તું જ કરી બતાવને ! '

' પારકા છોકરાને તારે જતી કરવા હશે, નહિ ? '

' દિલ્હી—આગ્રાની વાતો કરતાં કરતાં તમે લડી પડો છો...' એક વિદ્યાર્થીનીએ ટકોર કરી.

' કેમકે આ ભૂમિ જ લડાયક છે.'

' પાણીપત, ઉર્ફે કુરુક્ષેત્ર યાને ધર્મક્ષેત્ર અહીંથી અતિ નજીક છે !'

' એટલે તમે પાંડવ—કૌરવની માફક અંદરઅંદર લડી રહ્યા છો ? ' બીજી વિદ્યાર્થીની બોલી.

' ધર્મક્ષેત્રે, કુરુક્ષેત્રે, મળેલા યુદ્ધવાંચ્છુઓ...' જગત બબડ્યો.

' પણ તમે અરસપરસ લડશો તો પછી અમારે...' પહેલી વિદ્યાર્થીની પૂછવા લાગી.

એની વાતને અદ્ધરથી જ કાપતાં એક જણ બોલી ઊઠ્યો : ' અમે સ્ત્રીઓ માટે લડતા નથી ! '

' પ્રશ્ન એ નથી. તમે શા માટે લડો છો એ પણ મારે જાણવું નથી. હું તો પૂછું છું : ' તમે અહીં કુરુક્ષેત્ર ઊભું કરો તે વખતે અમારે શું કરવું ? '

' તમે અમને પાટા બાંધજો. લક્ષ્મીબાઈ, જોધબાઈ કે ચાંદબીબીની માફક તમે પ્રત્યક્ષ સંગ્રામ તો ખેડી શકો તેમ નથી...'

' માટે જગતના જંગમાંથી પુરુષ જ્યારે ઘવાઈ, વઢાઈ પાછો આવે ત્યારે, તમારા કોમળ હસ્તો વડે એમને મલમપટા કરો તો પણ બસ છે.'

' મિસ્ટર, એ કામ આજની નારીનું નથી. આમ બોલીને તમે અમારી જાતનું અપમાન કરો છો ! '

'ત્યારે તમારું કામ?'

'તમારા જંગમાં, તમારી જ સમોવડિયણ તરીકે સૈનિક બનીને લડવું તે!'

'સૈનિક કે સૈનિકા?'

'હવે હિંદની સ્વતંત્રતા દૂર નથી!' જગતે કહ્યું.

'જગતકુમાર! ભલે તમે મજાક કરો, પણ સ્ત્રીના સહકાર અને સાથ વિના પુરુષ પાંગળો છે. અમારાં પરાક્રમ સત્યાગ્રહના જંગમાં દેખાયાં છે.'

'છતાં કોઈ કોઇ વાર સ્ત્રીશક્તિ જાતે જ પાંગળી બની જાય છે...'

'એ પુરુષજાતિના જ પાપનાં પરિણામ!'

'એ પાપ અમે આગ્રાની જમના નદીમાં ધોઈ નાખ્યાં...'

'હોટલના નોકરે એ વખતે આવીને પૂછ્યું:

'જગતકુમાર કોણ?'

'હું...કેમ અલ્યા?'

'સાહેબ, આપનો પત્ર છે' કહી, ટપાલમાં આવેલું પરબીડિયું જગતને આપીને એ ચાલતો થયો.

'જગત! કોના તરફથી આવ્યો છે?' ટોળામાંથી એકે પૂછ્યું.

'એનાં મિસીસનો હશે...'

'બિચારીથી વિરહવ્યથા સહેવાતી...'

'ચૂપ. લેડીઝ તરફ માનવૃત્તિ બતાવતાં શીખો.'

'ત્યારે એમને સાથે શા માટે ન લાવ્યો ?'

જગત ઉપર ચારે દિશાએથી વણપૂછ્યા, વણમાગ્યા શબ્દ ગોળાઓનો ઝડીમાર શરૂ થઈ ગયો એ એને ન રુચ્યું.

શિરનામાના અક્ષરો પરથી એ સમજી ગયો હતો કે પત્ર પિતા તરફનો છે. 'કુટુંબની કંઈક રામાયણ હશે' જગત મનમાં બબડયો. એવું જ કંઈ લખવાનું હોય ત્યારે જ રતનચંદ બીડેલો પત્ર મોકલતા, એ જગત જાણતો હતો. એટલે પત્ર સાથે તે પોતાની રૂમમાં ગયો.

'આટલે આવ્યો ત્યાં પણ હેરાનગતિ વાંસે જ...' એ પત્ર ફાડતાં બબડયો.

પાતળા, ચિનાઈ કાગળની એ લાંબી પટ્ટી ઉપર ખીચોખીચ લખાણ હતું. એમણે લખ્યું હતું :

'સ્વસ્તીશ્રી શુભસ્થાન દિલ્લી મધ્યે ચિરંજીવી ભાઈ જગતકુમાર;

એતાનશ્રી ગામ કાશીપુરથી લી. તમારા પિતા શા. રતનચંદ તથા તમારાં માતેશરી એમના ઘણા ઘણા આશીરવાદ વાંચજો.

જત લખવા કારણ એ છે જે, ભઈ, હમણાંનો તમારો કાગળ નથી, તેથી અમને ખૂબ ચિંતા થાય છે. તમારાં બા તો મોંમાં જીભ ઘાલતાં નથી. માટે આ કાગળને તાર માફક જાણી, તમે તુરતાતુરત વળતી ટપાલે કાગળનો જવાબ લખજો.'...

'જાણે હું નાનોકીકો હોઉં તેમ !' જગતના વદન પર કંટાળો પથરાઈ વળ્યો. 'નાની વાતનું આવું લાંબુ ટાયલું !'

એણે આગળ વાંચવા માંડયું :

'બીજું, ભઈને માલમ થાય કે, પાછા વળતી વખતે તમે બે દા'ડા માટે પણ કાશીપુર આવી જજો. એનું કારણ એ છે જે, અહીં

ગામમાં આપણા વાલેસરીઓએ એવી વાતો ઉડાડી છે કે, તમે તો તમારી સાથે ભણતી કો'ક છોડીની સાથે લગન કરવાના છો, તેથી તમારી વહુને તરછોડી છે. આ વાત ઠેઠ તમારા સાસરે પહોંચી ગઇ અને તમારાં સાસુના આગ્રહથી તમારા સસરા અહીં આવ્યા હતા.'

'જહાન્નમમાં ગયાં સસરા ને સાસુ! સાલા ગામ લોકોને ય બીજો કશો કામધંધો જ નથી. મને આવાં ગમાર લોકોમાંથી વેંગ વળગાડ્યું જ ન હોત...'

આગળ નેમચંદ સાથે થયેલી વાતો, નેમચંદે ઉડતી અફવાઓ સાંભળી મૂકેલા આક્ષેપો વગેરેનું વિગતવાર વર્ણન લખી, વેકેશનમાં જગત ઘેર ન ગયો તેથી વહેમને મળી ગયેલો આધાર, વીજળી વહુની પિયરમાંની માંદગી એ બધું જણાવી, છેવટે લખ્યું હતું:

'માટે ભઈ, આ કાગળને તાર સમજી વળતી ટપાલે જવાબ લખજો અને વધારે નહિ તો બે દા'ડા યે આ તરફ આવ્યા વિના રે'શો નહિ.

'તમારી બા તો ભોંયે ધાન નાખીને ખાય છે. એજ, મિતિ સંવત ૧૯૯૫ના વૈશાખ સુદ આઠમ ને વાર ભોમ. દા. પોતાના.'

પત્ર વાંચીને કાળઝાળ બનેલા જગતે ગુસ્સાથી એને ચીરી નાખ્યો. એના ઝીણા ટૂકડા કરતાં એ બબડતો હતો:

'આ ટોળામાંથી કોઇકના હાથમાં ગયો હોત તો? એ બધાંની સાથે મારી ય આબરૂનું લિલામ જ થાત ને?...આ તે સંસાર?... હિંદુસ્તાનના બેનસીબ નવજુવાનોની આ કેવી અવદશા?...આ કરતાં તો સાધુ થઈ, જંગલોમાં ભટકી ભટકી, રઝળી રખડીને મરી જવું શું ખોટું?'

હૈયામાં વિચારોનાં ગૂંછળાં વળવા લાગ્યાં: એને અકળામણ થઈ...' ગામમાં કેવી વાતો થઈ રહી છે?...વિના કારણે?...અને પેલાઓ તે માને?...પાછી એની દીકરી રૂપસુંદરી, ગુણસુંદરી અને સંસ્કારી ખરી ને?'

એને પોતાની બદનામીનું બહુ દુઃખ થયું.

કંટાળીને એ બબડ્યો: 'ખાડમાં પડો બધાં...!'

બારીના ટેકે, વાંકો વળી, હાથેળીમાં હડપચી મૂકી, શૂન્યમનસ્ક, દૃષ્ટિના દોરને યથેચ્છ રખડવા દેતો તે ઊભો રહ્યો એક પળ અત્યારે એને મન્વંતર સમી લાગતી હતી.

'કેમ, હજી પત્ર નથી વાંચી રહ્યો, જગત!'

બોલનારે પાસે આવી એના ખભા ઊપર હાથ મૂક્યો.

જગતે ચમકીને પાછળ જોયું.

'દોસ્ત...!'

'કેમ કંઈ ઘણો ચિંતાતુર લાગે છે?'

'આપણાં જીવનમાં ચિંતા સિવાય બીજું છે પણ શું?' જગતે આમ કહી ઊંડો નિશ્વાસ મૂક્યો. 'જીવનભર આપણે-હિંદના યુવાનોને ચિંતાની આગમાં જ બળવાનું છે!'

'ચાલ, ચાલ, એ બધું ભૂલી જા.'

કહેતો તે જગતને હાથ પકડીને ઘસડી ગયો.

# ૯ ચંદ્રગ્રહણ

**ગરમીથી આખું** શહેર મધ્યાહ્ને સળગી ઉઠતું: સાંજે ઉકળતા પાણીની વરાળોમાં એ બાષ્પસ્નાન લેતું. છાત્રાલયમાં પોતાની ઓરડીમાં પલંગ પર પડેલો, પરસેવાથી રેબઝેબ બનેલો જગત ફફડતો બબડતો હતો:

'આવે વખતે તો એકાદ અડવાડિયું આખું ઉપર ખેંચી કાઢયું હોત તો ? ગામમાંય આટલી ગરમી નહિ હોય, ત્યાં તો લીમડાનો શીળો પવન, આંબાવાડિયામાંથી સંભળાતા કોયલના કુહૂકાર, કીચૂડ-કીચૂડ અવાજ કાઢતા ફરતા કોસ ફેરવતા ખેડૂતના ઘોઘરા અવાજના છતાં દૂરથી મીઠા લાગતા રામૈયાના લલકાર, સાંજે તળાવ પરની ઠંડક અને માતાના ખોળા જેવી રાત્રિની શીતળતા...'

માનો ખોળો સાંભરતાં જ એનું મન છંછેડાયું. સંયમકળ ઢીલી થઇ જવાથી વેગમાં દોડતી મોટર વાંકી વળીને ગમે ત્યાં અફળાય, તેમ એના વિચારો જુદે જ રસ્તે ફંટાઇ ગયા.

'માના ખોળાની મીઠાશની વાતો કવિઓની કલ્પના જ ! ખોળામાં રમતા છોકરાઓને પરણાવી દઇ, એમને ગળે, તોફાની ગાય નાસી ન જાય માટે એના ગળે લાકડાની તોક બાંધે તેવી જીવતી તોક બાંધી લેવી, એ માબાપનાં કામ ? પેલી ગાયના પગમાં લાકડાની તોક અથડાય છતાં એને પરવા નહિ, કેમકે એ તો પશુ...પશુ કરતાં માનવી ઊંચો કે નહિ ? એ વાતની મા-બાપને ખબર જ નહિ રહેતી હોય ?

'બાપા જ્યાં જઇએ ત્યાં વાંસે કાગળ ધધડાવે છે. હમેશાં એની

એ રામાયણ! લોક આમ કહે અને ન્યાતજાતમાં સારૂ ન લાગે માટે મારે નાથેલા બળદની જેમ બીજાઓ ખેંચે તેમ ખેંચાવું?

'મને આગળ અભ્યાસ કરાવવો હતો, તો મારી લાગણીઓનો ખ્યાલ કરવો જોઈતો હતો. પુષ્પોદ્યાનમાં બાવળિયો વાવે એને શું કહેવું?

'માલતી, મુગ્ધા, મલ્લિકા જાણે પુષ્પોદ્યાનની ખીલતી, સુવાસિત કળીઓ, એની પાસે વીજળી બાવળનું ઝાડ! નજીક જાઓ તો કાંટા જ વાગે...'

બારણા પર ટકોરા પડ્યા. જગતના મિજાજને તે અત્યારે ગમે તેમ નહોતા.

'કોણ છે?' એણે પડે પડે જ કહ્યું. 'બારણાં ખુલ્લાં છે. જે હોય તે અંદર આવો.'

બાજુવાળો સુરેશ અંદર આવ્યો. એના હાથમાં પત્રિકા હતી.

'જોઈ આ!'

'શું છે?'

'મીલમાલિકો પગાર કાપવા માગે છે, કામદારો તેની સામે લડવાના...'

'મને એમાં રસ નથી. આ ઉકળાટ ઓછો છે કે તેમાં એ લોકો નવી ગરમી ઉત્પન્ન કરવા માગે છે?'

'અરે જગત! આમાં તો એકના નફાનો ત્યારે બીજાના જીવનમરણનો સવાલ છે.'

'તે હશે! આપણે માટે જીવનમરણના પ્રશ્નો ક્યાં ઓછા છે?...'

'...ખાવું, પીવું, ફરવું, સિનેમા જોવા, હોટલોમાં જવું...'

'...વાંચવું, લખવું, પરીક્ષાઓ આપવી!...'

'...અને છેવટે આ જ શ્રીમંતો કે સત્તાવાળાઓની પાસે નોકરીની ભીખ માગતા જવું, બેકારીના ચક્કરમાં ફસાવું, ભૂખની ભૂલભૂલામણીમાં અથડાવું...'

'સુરેશ, એ બધું સામે આવીને ઊભું રહેશે ત્યારે જોઈ લેવાશે. અત્યારે મને ઘણો જ તાપ લાગે છે...થાકેલો પણ છું...મને જરા નિરાંતે સૂવા દે...'

સુરેશ ચાલી ગયો.

જગતને નિરાંત તો ન જ મળી. બહારની ગરમી શરીરને દઝાડી રહી હતી. ભીતરની ચિંતાની ગરમી જીગરને જલાવી રહી હતી. પાણીની બહાર આવી પડેલી તરફડતી માછલીની પેઠે એ ખાટલામાં તરફડતો હતો.

'બાપાજીના બહુયે ઉપકાર છે, તેથી શું મારૂં જીવન વેડફી નાખીને એ બદલો લઈ શકે? ખવરાવી પીવરાવી હૃષ્ટપુષ્ટ બનાવવામાં આવતા દેવિના બલિદાનના પાડા જેવી આ તો વાત. એને તાજો માતો કરવો તે માત્ર પોતાની વહેમી ધર્માંધતા આગળ એનું ગરદન વાઢવા માટે જ ને!

'વડીલો પણ રૂઢિના મંદિર આગળ લઈ જઈને બલિદાન આપવા સારૂ સંતાનોને ઉછેરે છે! એવા મૂંગા બલિ બને અજ્ઞાન, જડ. મારા જેવા શિક્ષિતથી એ નહિ બની શકે.

'એમને જ પાપે અત્યારે હું આ આગની ભઠ્ઠીમાં ભૂંજાઈ મરૂં છું, નહિ તો કાશીપુરમાં મીઠા લીમડાઓનો પવન ખાતો, કોયલનાં

ગીતો સાંભળતો, સંધ્યાકાળે ક્ષિતિજમાં તળાવ સાથે ગેલ કરતા આથમતા સૂર્યબિંબનું સૌન્દર્ય નિહાળતો કલ્લોલ કરતો ન હોત...

'વીજળીનું વેંગ વળગાડયું ન હોત તો માલતી કે મલ્લિકા...

'જગતકુમાર, છો કે?' કહેતા બારણું ધકેલતા એના સસરા અંદર આવ્યા.

એકાએક આ જ વખતે એમને આવેલા જોઈ જગતને અણગમતી વસ્તુ પરાણે કરવી પડે ત્યારે દિલ પર જે પ્રકારનો ધક્કો લાગે તેવું થયું. ન છૂટકે એણે કહ્યું: 'આવો.'

નેમચંદને જગતને ભેટી પડવાનું મન થઈ આવ્યું, પરંતુ જગત ખાટલામાંથી બેઠો જ થયો નહિ.

'કેમ, તબિયત ઠીક નથી કે શું?' એના માથા ઉપર હાથ મૂકવા તે નજીક ગયો.

જગતને એ ગામડિયા માણસની હાજરી અકળાવી રહી હતી. એનાં કપડાં, બોલવાની રીત, વખત છે ને એ જ વખતે બે ચાર દોસ્તો આવી ચડે તો? કદાચ માલતી જ આવે તો?

'ના, ના, મને કંઈ થયું નથી. મુસાફરીનો જરા થાક... બે–સો!' કડવું ઓસડ પીતો હોય એવો કંટાળો એને આવ્યો.

કોઈ ગળુ ભીંસી નાખતું હોય એવી ગૂંગળામણ બેઉને લાગી. ઓરડીમાંનું વાતાવરણ ઝેરી ગેસથી ઊભરાઈ ગયું.

જેમ તેમ કરી એક ખુરશી પર બેસીને નેમચંદ આસપાસ જોવા લાગ્યો.

આખો રૂમ અવ્યવસ્થાનો નમૂનો હતો. ટેબલ પર આમતેમ વીખરાઈ પડેલાં પુસ્તકો વચ્ચે, એંઠાં પ્યાલા રકાબી પડ્યાં હતાં.

ખુરશીઓ પર ખમીસ, મોજાં, ટાઇ, ચોપડીઓ પડ્યાં હતાં. ઉનાળાની રાતે રસ્તાની પગથીઓ ઉપર પડેલાં ભિખારીઓની માફક પલંગ ઉપર પણ ગમે તે વસ્તુ ગમે ત્યાં પડી હતી. સળગેલી સીગારેટોનાં ઠૂંઠાં અને જેમ તેમ ફેંકાયલાં છાપાં, કાગળથી રૂમનો દેખાવ ઘવાયેલા સૈનિકોનાં મુડદાં છોડીને નાસી ગયેલા શત્રુના રણક્ષેત્ર જેવો બીભત્સ દેખાતો હતો. એક ટેબલ પર પ્રાયમસ અને ચાનાં સાધનો, બીજી છાજલી ઉપર હજામત અને કેશ શણગારની વસ્તુઓ સાથે ગામડાના મહેલ્લામાંનાં કુતરાંના ટોળાની માફક ટૂથબ્રશ, પેસ્ટ, બુટપોલીશ અને ખાલી બાટલીઓ અસ્તવ્યસ્ત પડયાં હતાં. બારણાથી પલંગ સુધી આંધળા ભિખારીઓની ટોળી જેવાં ચંપલ, મોજડી, સ્લીપર, બુટની હાર જામી હતી. ખીંટીઓ પર કોટ, પાટલુન, ટેનીસનાં રેકેટ, કોલર લટકતાં હતાં.

નેમચંદ એ બધી અંધાધુંધી જોઇને અકળાયો.

'આ જમાઇ!...વીજળી અને આનો સંસાર કેમ નભશે!' મનમાં ને મનમાં વિચારોની ગડી બેસાડવા એ મથતો હતો.

'કેમ આવવું થયું?' જગતે ન છૂટકે પૂછ્યું.

'તમને મળવા.'

'મારૂં કંઇ ખાસ કામ હતું?'

'ઘણા દિવસ જોયે થયા, એટલે થયું કે લાવ મળી આવું. તમને કેટકેટલી વખત તેડવ્યા તેયે તમે અમારે ત્યાં આવ્યા નહિ, કાશીપુર પણ આ વખતે તો નાં દેખાયા, એટલે વીજુની બાએ મને મોકલ્યો. એ તો બચારી તમારે સારૂ કેટલી તલસે છે.'

'પણ, મારી ચિંતા કરવા જેવું કંઇ નથી. તબિયત પણ સારી છે...'

'તમને મળવા જીવ કેમ નાં ટળવળે !'

'પણ અહીં તો મારે અભ્યાસ કરવાનો, મળવા કરવાનું તો ઘેર સારૂં. ત્યાં મારા બાપુ છે.'

'એમને તો મળી આવ્યો.'

'પછી ?'

'તમે એક વખત ઘેર આવી જાઓ...'

'કૉલેજ હવે તો શરૂ થઈ ગઈ...'

'જાણે વાત એમ છે કે, અમારી વીજુ હવે કાંઈ નાની નથી. તમે રજાઓમાં ઘેર આવતા જતા હો તો તો કોઈને કશું કે'વાપણું નાં રહે, પણ તમે આવો નહિ એટલે...તમે ય કાંઈ હવે નાંના નથી...'

'હું હજુ વિદ્યાર્થી છું.'

'ભલે, છતાં તમે ઘરસંસાર માંડીને બેસો એવડા છો. હજુ ભણવું હોય તો ભલે ભણો, છતાં દુનિયાદારી પણ...'

'એ દુનિયાદારીની વાતો તો કાશીપુરમાં બાપા સાથે કરવી સારી.'

'જગતકુમાર ! તમે મારા જમાઈ...મેં તમને મારી પેટની દીકરી પરણાવી...'

'એ બધું તમે ને બાપાજીએ મળીને ગોઠવી લીધું હતું, એટલે તમે જાણો ને બાપાજી !' જગત સસરાની વાતોને નકામી કચકચ ગણીને કંટાળ્યો.

'આવું તે બોલાતું હશે ?'

'મારે કેમ બોલવું એ કોઈની પાસેથી શીખવું નથી.'

'તમે આમ બોલો, પછી લોકો ગમે તેવી વાતો કરે...'

'લોકો નવરા છે: એમને મોઢે તાળું દેવાતું નથી. એમના ખડખડાટની પરવા ન કરવી!'

'અમારા જેવાથી એ શી રીતે થાય? લોકો કેવી કેવી વાતો કરે છે એ તમે જાણતા નથી. હું તો દીકરીનો બાપ, પોતાની દીકરીનો ભવ સળગી જવા બેઠો હોય ત્યાં કયા બાપને નાં લાગે?'

હજુ બહારથી ગરમ લૂ વાતી હતી, નેમચંદની વાતો જગતને લૂ કરતાં પણ વિશેષ દઝાડવા લાગી. એને થયું: 'પાછી પોતાની દીકરી રૂડી, રૂપાળી, ભણેલી, સંસ્કારી ખરી ને?' એની જીભને ટેરવે એ શબ્દો આવી ગયા છતાં એ કડવો ઘૂંટડો મહાપરાણે ગળી ગયો. એ મૌન રહ્યો પરંતુ તોફાની મેઘ પહેલાંની જ એ શાંતિ હતી.

'મારે વીજળીનું દિવાળી આણું કરવું છે.'

'એ બધું બાપાજી સાથે ગોઠવી લો.'

'પણ તમે દિવાળી પહેલાં ઘેર આવો...'

'હું હજુ વિદ્યાર્થી છું...'

'હજુ ક્યાં સુધી વિદ્યાર્થી રે'શો?'

'બી. એ. થઈ જાઉં ત્યાં સુધી.'

'બી. એ. ક્યારે થશો?'

'બે ત્રણ વરસ પછી.'

'ત્યાં સુધી, વીજળીનું...?' શૂન્યભાવે એ આશ્ચર્યચકિત બની જોઈ રહ્યો. એ ખાલી દષ્ટિમાં ઉછળતા મહાસાગર પેઠે બ્રહ્માંડ ઉછળી રહ્યું હતું. એના દિલમાં લોક જીભે ગવાતા સંશયનું બીજ રોપાયું હતું. એ બીજ જોતજોતામાં મહાન વિષવૃક્ષ બની ગયું.

'તે તમારે જોવાનું છે...હવે બીજું કંઈ કામ ન હોય તો મારે બીજાં ઘણાં કામ છે.'

'તમારે હશે જ. મેં તો તમને દીકરી દીધી એટલે મારે તો તમારું જ કામ. તેથી તો હાલીચાલીને તમારી પાસે આવ્યો.'

'તે બરાબર ન કર્યું. બાપાજી સાથે તમે બધી ગોઠવણ જેમ અગાઉ કરી હતી, તેમ આ વખતે ય કરો એ ઠીક.'

જમાઈની દૃષ્ટિમાંથી વછૂટતાં તાતાં તીર સસરાના મર્મસ્થાનમાં ઊંડાં ઉતરી ગયાં. એનું વડીલ હૃદય ઘવાયું, ભીતરમાં ચિંતા બાળી રહી હતી, તેમાં એ લોહી દડદડતું હૈયું શેકાવા લાગ્યું.

'તમે?' નેમચંદ માંડમાંડ બોલ્યો.

'મને ફાવે તે હું કરીશ.'

દીવા સામે એકી ટશે જોઈ રહેલા નાગની માફક નેમચંદ જમાઈ સામે તાકી રહ્યો.

'એટલે?'

'એનો જવાબ મારી પાસે નથી.' કંટાળેલો જગત પરસેવો લૂછવાના બહાને મોઢા પર ટુવાલ ફેરવવા લાગ્યો. 'આ પાપ હવે ક્યારે પતે?' એ મનમાં વિચારતો હતો.

'લોકો કે' છે એ ત્યારે સાચું!' સ્વગત બબડતો હોય તેવી રીતે નેમચંદ બોલવા લાગ્યો: 'તમે ફરીથી પયણવાના...કો'ક અહીં ભણતી છોકરી સાથે...'

'તમે મારું અપમાન કરવા આટલે સુધી આવ્યા છો?' જગત તપી ગયો. સસરાના શબ્દો એને ઘા સમા લાગ્યા.

'તમે એમ ગુસ્સે નાં થાઓ. હું તમારું અપમાન કરવા નથી આવ્યો પણ આબરૂ બચાવવા, માન સાચવવા આવ્યો છું.

'મારી માન આબરૂ માટે કોઈ ચોકીદારની જરૂર નથી.'

'તમારે ને વીજળીને કાંઈ તકરાર...?'

'તે મને શા માટે પૂછવું પડે!'

'કેમ કે હું વીજળીનો સગો બાપ મૂઓ છું, અને તમારૂં ને મારૂં ગામ એવી વાતો કરે છે.'

'ગામડાના લોકોએ પોતાના જેવા ગામડિયાઓથી સંતોષ માનવો જોઈએ, શીખેલા ભણેલાઓની આશા છોડી દેવી જોઈએ...' કંટાળો અને ગુસ્સાના આવેગભર્યા આવેશમાં જગત બોલી ગયો.

'જગત...છે...કે?' મેઘલી અંધારી રાતે વીજળી ચમકે તેમ માલતી અને મલ્લિકા એમ બોલતાં એની ઓરડીના બારણા પાસે આવીને ઊભાં.

એકાએક જગતના બળતા બપ્પોર સંધ્યામાં પલટાઈ ગયા.

પરંતુ આવનારીઓનો ક્ષણિક ઉલ્લાસ, જગત સામે બેઠેલા ગામડાના આદમીને જોતાં જ ચૈત્રની વાદળીની પેઠે વિખરાઈ ગયો.

નેમચંદ એમને જોઈ જ રહ્યો. એ તરલ કન્યાઓ એને મૃત્યુના દૂત જેવી લાગી. પ્રસૂતિની વેદના પછી સંતાનનું મુખ જોવા ઉત્સુક જનેતાના હાથમાંથી તેને ઝૂંટવી જવા આવેલી રાક્ષસીઓ જેવી દેખાઈ.

'આવો ને...'

જગત એકદમ બેઠો થઈ ગયો.

આવનારીઓ બારણામાં જ અટકી ગઈ. એમના સેન્ટ, લવંડરની સ્નિગ્ધ સુગંધથી ઓરડીનું વાતાવરણ સુગંધમય બની ગયું.

નેમચંદ મંત્રમુગ્ધ નાગની માફક એમને જોઈ જ રહ્યો.

'ના, ના. જઈશું...!' મલ્લિકાએ હસીને કહ્યું.

નેમચંદની આંખ આગળ શહેર અને ગામડાંની બે ભિન્ન દુનિયા તરી રહી. એને લાગ્યું: 'આ પતંગિયાંની દુનિયામાં રહેનારને ગામડાંની સાદી દુનિયામાં પાટો બાઝે જ શી રીતે?' મલ્લિકાના સામાન્ય હાસ્યે પણ એના હૈયામાં અકથ્ય વેદના ઉપજાવી. લોકો કલ્પનાની વાતો કરતા હતા, નેમચંદને પ્રત્યક્ષ અનુભવ થયો. વાસ્તવના એ અનુભવે એની કલ્પનાને બહાવરી બનાવી મૂકી. શંકાની કાળી છાયા એના મનને ઘેરી વળી. નિરપરાધી આરોપીની આંખમાં હોય એવી હતાશા એને ઘેરી વળી. એને ત્યાં ગૂંગળામણ થવા લાગી.

'લ્યો, ત્યારે હું જઈશ.' બીજું કશું ન સૂઝવાથી એમ કહેતો તે ઊઠયો.

'ઠીક.'

'રાહુના પંજામાંથી ચંદ્રનું ગ્રહણ છૂટયું!'

નેમચંદને જતો જોઈ, ઊભી રહેલી મલ્લિકા હસી.

'કોણ હતું એ?'

'ગામડિયો...'

'ઘેરથી સંદેશો લાવ્યો હશે?' માલતીએ પૂછ્યું.

'હા.'

'એ બિચારો અમને જોઈને ગભરાઈ ગયો.'

'મલ્લિકા! આપણે શું વાઘ કે દીપડા છીએ?' માલતીએ પૂછ્યું.

'જરૂર. અત્યારની કૉલેજકન્યાઓ વાઘ દીપડા જ.' જગતે હસતાં હસતાં કહ્યું.

'જગત, તમારે અમારી સાથે આવવાનું છે.' માલતીએ કહ્યું.

'ક્યાં ?'

'અમે લઈ જઈએ ત્યાં !'

ઓરડીમાં ફેલાઇ વળેલી સુગંધ અને સૌન્દર્યવતી સ્ત્રી મિત્રોના સાંનિધ્યની માદકતા જગતના અંતર્મનને ગલીપચી કરી એમાં અનેક ઇચ્છાઓ જગવી રહી હતી.

'આવશો ?'

જગતને મૌન જોઈ મલ્લિકાએ પૂછ્યું.

'જરૂર.'

'તો થાઓ તૈયાર !'

નેમચંદને કાળપુરુષનો સ્પર્શ થઈ ગયો હોય તેમ એનામાં ચાલવાની યે શક્તિ રહી નહોતી. ભૂખ્યો, તરસ્યો, અપમાનિત એ બહાર નીકળ્યો, ત્યારે કાળાં વાદળોના ઢગ જેવી ચિંતાથી એનું માથું ઘેરાઇ ગયું હતું. પુત્રીના સુખને શોધતો તે આવ્યો અને નજરોનજર દુ:ખ જોઈ હતાશ બની એ પાછો વળ્યો. બેફામ એ ચાલતો હતો ત્યારે એની આંખે અંધારાં ફરી વળ્યાં હતાં. 'વીજળીનું હવે શું થશે ?--એનું જીવન કેમ જશે ?—આ જીવતી ચૂડેલો જગતને ભરખી જવાની...'

'એ–ઈ...!...' હોર્ન વગાડીને થાકેલા ડ્રાઇવરે બૂમ મારી. એણે સંયમ કળ દાબવાનો મિથ્યા પ્રયાસ કર્યો, પરંતુ તે પહેલાં નેમચંદને એનો જબ્બર ધક્કો લાગ્યો અને તે પટકાઇ પડયો.

એક તરફ પોલીસ કૌતુકપ્રિય માનવટોળાંને ધક્કા મારી મારી હઠાવતી હતી, ત્યારે બીજી તરફ માલતી અને મલ્લિકાના આકર્ષણના ધક્કાથી જગત એમની સાથે ખેંચાતો જુદા જ રસ્તે જઈ રહ્યો હતો !

**કાયદો અને વ્યવસ્થાના** ચોકીદારોની વચ્ચે ચાલતા અપરાધી જેવો જગત, માલતી અને મલ્લિકાની સાથે ચાલ્યો.

'પણ તમે મને ક્યાં લઇ જાઓ છો?' થોડીવાર મૌન રાખી કંટાળીને જગતે પૂછ્યું.

'અમે જ્યાં લઈ જઇએ ત્યાં!' માલતીએ ઉપરી અધિકારી કારકુન સાથે વાત કરતો હોય એવી અદાથી કહ્યું.

'પરંતુ ક્યાંનું કંઈ નામ નિશાન તો હશે ને?'

'હશે જ. છતાં તમારે તે જાણવાની જરુર નથી!' મલ્લિકા મહારાણીની ઢબે બોલી.

'...આ સજા માટે મારો કંઈ વાંક, ગુનો...?'

'યોગ્ય સમયે અપરાધીને તે જણાવવામાં આવશે!' મલ્લિકાએ સ્મિત વદને કહ્યું.

'અને ગુનેગારને આખરી સજા કરવા પહેલાં બચાવની પૂ–રે–પૂ–રી તક પણ અપાશે!' માલતીએ પૂરેપૂરી શબ્દના અક્ષરો છૂટા પાડી તેની ઉપર વધારે પડતો ભાર મૂકી લહેકો કર્યો.

માલતી ખીલી હોય ત્યારે જ એવો લહેકો કરતી. જગત એ લહેકામાં તપ કરતા શંભુને લોભાવતી ભીલડીનો લહેકો જોતો. કામદેવને રિઝવતી રતિને નિહાળતો. તે વખતે એવી સ્ત્રીને ચરણે પોતાનાં ભૂત, વર્તમાન અને ભાવિને સમર્પવા તૈયાર થઇ જતો.

એવો લહેકો જોઈ જગતમાં વિશેષ દલીલ કરવાના હોશ ન રહ્યા. એના ઉરમાંના ભાવો આંખોમાં આવીને બેસી ગયા. તે અવાક્ બની ગયો.

માલતીના લહેકાના મારથી મૂઢ બનેલી બુદ્ધિને જરા કળ વળી એટલે એણે પૂછ્યું :

'લાગે છે આપણે કામરૂ દેશમાં છીએ ?'

'હા, અને તમને એમ પણ લાગતું હશે કે અત્યારે ત્યાં ત્રિયારાજ ચાલી રહ્યું છે !' મલ્લિકા હસી.

એના એ કટાક્ષમાં જગતે જુદા જ પ્રકારનો સમભાવ જોયો.

માલતી મૌન હતી. છતાં એ યુવતિઓના સાન્નિધ્યની માદકતાના એકપક્ષી નશામાં જગતે માલતીના મૌનમાંથી એના હૈયાના ભાવની પોણા ભાગની ભાષા વાંચી નાખ્યાનો આત્મસંતોષ મેળવ્યો. નારીનું સકારણ મૌન અનેક વખત નરને વારુણીનો નશો આપે છે ! સ્ત્રીની સૌંદર્ય-લહર પુરુષના મનમાં મીઠી ઝણઝણાટી ઉપજાવે છે. એવી ઝણઝણાટી અત્યારે જગતને થઈ આવી. એના મનમાં કંઈ કંઈ આશાઓ સળગવા લાગી : મદારીના કંડિયામાં સૂતેલો સાપ કંડિયાને ધક્કો વાગતાં સળવળે તેમ.

સિનેમા ગૃહને આંગણે ગાડી ઊભી રહી ત્યારે જગત કલ્પના-કાશમાંથી પૃથ્વી ઉપર ઉતર્યો.

'પિકચર...?' ઊંઘેલો માનવી એકાએક જાગીને બોલે તે રીતે એણે પૂછ્યું.

'હા.' માલતીએ માત્ર એવા ભાવસૂચક માથું જ હલાવ્યું.

'મને આગળથી કહ્યું હોત તો...મારે ઘણું અગત્યનું કામ હતું...'

'પેલા ગામડિયા પાસેથી સન્દેશો સાંભળવાનું ?' મલ્લિકા હસી.

'તો તમારે કહેવું જોઈતું હતું. અમને આજનું પિક્ચર ઘણું અગત્યનું લાગ્યું...'

જગત મૂંઝવણમાં પડયો હતો. સ્ત્રીઓની સાથે હોય ત્યારે પુરુષે જ ખર્ચ કરવું એમ વિધિવિવેક કહે છે એવું માનનારો જગત, ખીસામાં ઓછા પૈસા હોવાના ભાનથી વિચારમાં પડયો. છતાં એણે ટિકિટ બારી તરફ જવાના દેખાવ સાથે ખીસામાં હાથ નાખવાનો પ્રયાસ કર્યો...

'રહેવા દો જગતકુમાર ! આજે તમે અમારા મહેમાન છો.' માલતી બોલી ઉઠી.

'પ...ણ...હું, તમારા પૈસે...'

'એ બધી વિધિઓની કંઈ જરૂર નથી.' કહેતી એ ટિકિટો લઈ આવી.

બોક્ષ તરફ જવા દાદરનાં પગથિયાં ચડતાં ચડતાં માલતીએ કહ્યું: 'આજે મલ્લિકાની વર્ષગાંઠ છે !'

'એ–મ–કે–?...મને ખબર નહિ હો. કોન્ગ્રેટયુલેશન્સ, મલ્લિકા...'

'થેન્કસ.'

અભિનન્દન મોડા પડયા...' માલતી હસી.

'ઇટ ઇઝ બેટર લેઇટ ધેન નેવર !' મલ્લિકાએ જગતનો બચાવ કર્યો.

'તું એમ ખાલી શાની વકીલાત કરે છે ?'

'ત્યારે શું વકીલાતની ફી માગું ?'

'જરુર. તારી જન્મતિથિ નિમિત્તે જગતે તને 'ટ્રીટ' કરવી જ જોઇએ.'

'કબૂલ.' જગતે બોક્ષમાં બેસતાં બેસતાં કહ્યું.

પિક્ચર શરૂ થયું: ક્ષયથી પીડાતી માતાનો કિશોર છોકરો, ચિડિયલ પિતાને હાથે વારંવાર માર ખાઈ માની ઓથે ભરાય છે: આર્થિક અવદશાના ચક્રમાં સપડાયેલો પતિ, પત્નીને પુત્રનો પક્ષ લેતી જોઈ વધુ ચિડાય છે.

છોકરાને નોકરીમાં ધકેલવામાં આવે છે: બાપના વિનાકારણના મારથી નઠોર બનેલો છોકરો નોકરી પર ધ્યાન આપતો નથી. એના શેઠની ફરિયાદથી પિતા કિશોર પુત્રને નિર્દય માર મારે છે. છોકરો નાસી જાય છે.

પુત્ર વિયોગના આઘાતે માંદી માતાનું મરણ થાય છે.

રખડતો છોકરો, અનાથાશ્રમમાંની એની જ ઉમ્મરની તોફાની છોકરી સાથે ઓળખાણ થતાં, આશ્રમથી કંટાળેલી છોકરી સાથે નાસી જવાની ગોઠવણ કરે છે.

બેઉ ગાતાં ગાતાં પેટગુજારો કરતાં હોય છે: એક દિવસ જુવાન વયની નિઃસંતાન શ્રીમંત વિધવા એમને જોઈ દયા ખાઈ પોતાને ત્યાં લઈ જાય છે.

બન્ને શ્રીમંત બાળકોની જેમ ઉછરે છે. સહવાસ અને સાહચર્યથી પરસ્પરના દિલમાં આકર્ષણ ભર્યું મમત્વ પ્રગટે છે. ધર્મમાતાની ધ્યાનમાં એ વાત આવે છે: એ પરોક્ષ ઉત્તેજન આપે છે.

છોકરો વધુ અભ્યાસ માટે બીજા શહેરની કૉલેજમાં જાય છે: ત્યાં એક સૌન્દર્યવતી કૉલેજ કન્યા સાથે પ્રેમમાં પડે છે. રજાઓમાં એ વતનમાં આવે ત્યારે પોતાના રખડુ જીવનની સખી તરફ પ્રેમ બતાવે છે: બેઉ વચ્ચે લગ્નની વાતો થતાં છોકરો, પોતાની મિત્રને લગ્નની લાલચ આપે છે; છતાં પાછો કૉલેજમાં જતાં એ ત્યાંની મિત્રમાં રમમાણ બની જાય છે.

આખરી પરીક્ષામાં પાસ થઇ છોકરો આવવાનો હોય છે. ધર્મમાતા અને સખિ એના સ્વાગત સારૂ સ્ટેશને જાય છે. છોકરો આવે છે, એને જોઈ બેઉ હર્ષ પામે છે. જીવનસખિ, પોતાના એ ભાવિ જીવનસાથીને દૂરથી જોતાં જ લગ્ન પછીના જીવનનાં સુખાળાં સમણાંને ઝૂલે ઝૂલવા માંડે છે. પરંતુ નજીક આવતાં એની સાથે એક અપરિચિત રૂપયૌવનાને જોઇ, એના દિલને શંકાનો આઘાત થાય છે.

ઘેર આવી છોકરો ધર્મમાતા સમક્ષ પોતાનાં લગ્નની વાત કરી, સાથે આવેલી વધૂને માતાને વંદન કરવા કહે છે.

માતા ચમકે છે! 'દીકરા!...'

જૂની જીવનસખિ ઉપર વજ્ર પડે છે.

'તારી ઉપર મેં કેવી આશાની ઇમારતો બાંધી હતી? તમે બન્ને જીવનનાં સાથી હતાં અને છેવટે લગ્નથી કાયમનાં જીવનસાથી બની રહેશો, એ વિચારોથી મારા હૈયાને કેટલું આશ્વાસન મળતું હતું?' માતા એકાંતમાં કહે છે.

'પણ, બા, ગમે તેટલી તોયે એ તો અનાથાશ્રમમાં ઉછરેલી રખડેલ છોકરી, એના ખમીરની પણ આપણને ખબર નહિ...'

'અને તું?' ધર્મમાતા એકાએક ચંડિકા બની ગઈ. 'તમને મેં ખોળામાં લઇ, ઘેર લાવી, સંતાન બનાવ્યાં ત્યારે મેં તમારામાંથી કોની ખાનદાની વિષે તલાસ કરી હતી?...'

ધર્મમાતા અને ધર્મપુત્રી એકાંતે વાતો કરતાં હોય છે: માતા એને આશ્વાસન આપે છે: 'દગાખોર પુરુષજાતિ સનાતનકાળથી સ્ત્રીજાતિને ઠગતી આવે છે, માટે તું એને ભૂલી જા. તમારાં લગ્ન તો થયાં નથી ને! તું બીજા કોઇ સજ્જન યુવાન સાથે...'

'ના, ના, બા! એવું બોલશો નહિ. તમે જ કહ્યું ને કે પુરુષો સ્ત્રીઓને ઠગતા જ આવ્યા છે. ત્યારે મારે એક ઠગને છોડીને બીજા ઠગને શા સારૂ શોધવો?' એનાથી ધ્રૂસકાં લેવાઈ જવાય છે.

માતા આશ્વાસન આપે છે.

પુત્રી કહે છે: 'હું એને ચહાતી આવી છું: મારાથી એને વીસરી શકાશે નહિ. એના વિના હું મરી જઈશ...'

'પણ એ તને ધિક્કારતો હોય તો પણ?'

'બા, તમે જ કહ્યું ને કે પુરુષ ઠગણો છે. ભલે, મને એ ધિક્કારે, હું તો એને ધિક્કારતી નથી ને?'

'તે શું તું એની બીજી ઘરવાળી બનીશ?...હરગીજ નહિ! એ કદી નહિ બની શકે.' સાગરમાં ભરતી ચડે તેમ ધર્મમાતાનો મિજાજ વધતો ગયો. 'હું આજને આજ એને મારા ઘરમાંથી હાંકી કાઢીશ! બિચારી, મારી સાલસ છોકરીને...!'

તે એને હૈયા સરસી લઈ, માથે અને વાંસે વત્સલ હાથ ફેરવવા લાગી.

'બા, તમને હું વહાલી લાગું છું?' રડતાં રડતાં પુત્રીએ પૂછ્યું.

'પ્રાણસમી તો હતી જ. પરંતુ હવે તો પેલા પરનું વહાલ પણ તારી ઉપર વર્ષી રહ્યું છે.'

'તો, હું તમારી વહાલી દીકરી તરીકે એક વસ્તુ માગું... આપશો?'

'બીજું બધું આપીશ, માત્ર પેલાને ઘરમાં રાખવાનું માગીશ નહિ. શું તારો મોહ હજુ ઓસરતો નથી? સ્ત્રીની ભાવનાઓ...ઓ ભગવાન! તેં સ્ત્રીને આટલી ઉદાર બનાવી, દગાબાજ પુરુષને એની ભેટ આપી!'

માતાની આંખમાં આંસુ વહેવા લાગ્યાં. એની આંખ આગળ પોતાનો ભૂતકાળ ખડો થયો. એના શ્રીમંત પતિએ, એના ગરીબ બાપને ધનના જોરે ફસાવી, સકંજામાં લઈ, એની સાથે લગ્ન કરી, વૈધવ્યનું સક્રિય વરદાન આપ્યું, એ સળંગ પ્રસંગ ચિતરાઈ ગયો.

'બા, હું એને માટે કશું માગતી નથી. મારે એની સાથે લગ્ન કરવાં નથી. એ આશાના મિનારા તો મેં લાત મારીને તોડી નાખ્યા છે...'

'એ જ બરાબર...'

'હવે?'

'તું કહે તે કરું.'

'બા, ભૂલ તો એણે કરી છે ને, એ જેને હાથ ઝાલીને પોતાની સાથે અહીં ખેંચી લાવ્યો છે એણે તો નહિ ને?'

'ના.'

'એ સ્ત્રી છે. તમને એણે પુત્રવધૂ તરીકે વન્દન કર્યાં છે...'

'તું શું માગે છે?'

'હું એટલુંજ માગું છું કે એ કોડભરી સૌભાગ્યવતીને દગાબાજ પુરુષની ખાતર ધક્કો ના મારો. એને તમારી પુત્રવધૂ કરીને રાખો.'

'અને તું?'

'હું, એની નણંદ બનીશ. એને મારા ભાઇ તરફની જીવનની અપૂર્વ ભેટ ગણી, સ્વીકારીશ...'

'તને બહેન માનતાં એ શરમાય, તો પણ...?'

'બા, ભાઈ ગમે તેટલો પણ પુરુષ છે. પુરુષની વ્યાખ્યા તો તમે હમણાં જ કરી. પણ બહેન તો સ્ત્રી છે ને...એક બહેન તરીકે હું ભાભી સારૂ એટલું માગું છું.'

'પછી તારું ?'

'હું મારી ભાભીને લગ્નની એક ભેટ આપી ચૂકી છું.'

'તે...?'

'મારા લગ્ન જીવનની...'

'દીકરી!'

'હા, બા. તમે જ કહ્યું તેમ દગાખોર પુરુષને હું મારો માલિક, પતિ, નાથ, સ્વામી આ જીવનમાં તો હવે નહિ બનાવું. હું ભાભીની નણંદ અને સહુની બહેન બની રહીશ.'

'પણ તું સ્ત્રી છે, યુવતિ છે...'

'બા એમ તો તમે પણ સ્ત્રી છો...યુવતિ પણ હો...'

'બેટી! તું સાચી સાધ્વી છે: સંત છે...'

માતા વહાલથી ભેટી એના મસ્તકને પોતાનાં નેત્રોની જળાધારીમાંથી ટપકતાં આંસુનો અભિષેક આપે છે....

'વેવલી!' સિનેમાગૃહની સીડી ઉતરતાં માલતીએ ફુત્કાર કર્યો.

'કોણ?' મલ્લિકાએ પૂછ્યું.

'પેલી સાધુડી બનનારી જ સ્તો!'

'એનું કેવું ભવ્ય સ્વાર્પણ?'

'ધૂળનું! મલ્લિકા, તારું માથું ઠેકાણે નથી કે તું પણ એના જેવી વેવલી છે. વિશ્વાસઘાતી માનવી માટે જીવન વેડફી નાખવું એ તે સ્વાર્પણ કે દીવાનાપણું? જગતકુમાર, તમને શું લાગે છે?'

'મને તો પેલા દગાખોર યુવક તરફ ઘૃણા થાય છે.'

'તમે પણ એની જમાતના છો—પુરુષ.'

'એટલે શું થયું? બધી જ સ્ત્રીઓ જેમ એકસરખી નથી હોતી, તેમ બધા પુરુષો ય સરખા ખરાબ નથી હોતા. પરણવા તત્પર થયા પછી કોઈ સ્ત્રીને છેહ દેવો એ અધમાધમ કૃત્ય કહેવાય.'

'અને પરણેલી પત્નીને છેહ દે તે...?' માલતીએ પૂછ્યું.

એક વિપલ જગત થંભી ગયો. 'આ મને નિશાન બનાવીને તો કહેતી નથી ને? હું પરણેલો છું અને પત્નીને રઝળાવી અહીં આ પરંદાઓનો પ્રેમી થઈ ફરું છું એ વાત એ જાણી તો નહિ ગઈ હોય ને?' એ ગૂંચવાયો.

'કેમ, જગતકુમાર! જવાબ જડતો નથી?' મલ્લિકા હસી.

'ના, ના. જવાબ તો જીભને ટેરવે જ છે...'

'ત્યારે શા વિચારમાં ડૂબી ગયા?'

'મને એવા નરાધમો તરફ તિરસ્કાર થઈ આવ્યો. એટલે...હાં, એવા પુરુષો અધમાધમ કરતાં પણ હલકા. પુરુષ નહિ, પણ પશુ!'

જગત બોલતાં બોલતાં અકળાયો. સામે આકાશમાં ઉગેલો ચંદ્ર વાદળીથી ઢંકાઈ ગયો. તે જોઈ એને થયું, મારા આ જૂઠાણાથી નિશાનાથ પણ શરમાય છે. એ પુરુષ છે: રજની રાણીનો પતિ... છતાં એ તો એકપત્ની વ્રતધારી છે.

તેઓ મોટર પાસે આવી પહોંચ્યાં એટલે માલતીએ પૂછ્યું: 'કઈ તરફ જવું છે?'

'સારી હોટલમાં. મારે મલ્લિકાને જન્મતિથિના આનંદમાં પાર્ટી આપવાની છે ને?'

આથમતા સૂર્યનાં રક્તવર્ણાં કિરણો ક્ષિતિજને ઓટલે બેસીને આખા દિવસની યાત્રાનો થાક ઉતારતાં હતાં: પ્રકૃતિ સંધ્યાના શણગાર સજવાની તૈયારી કરી રહી હતી: આસપાસનું વાતાવરણ

ખુશહાલ બની રહ્યું હતું: છતાં જગતની આસપાસ દિલગીરીનાં વાદળોના ઢગ જામી રહ્યા હતા. જૂઠું બોલી બીજાઓને પહેલી વખત ઠગતાં માનવીના અંતરાત્માને દુઃખ થાય છે. એ દુઃખના દંશથી એ પીડાતો હતો.

'ના, ના. આજે નહિ. હમણાં રાત પડશે. ઘેર જવું જોઈએ.' મલ્લિકાએ, આનાકાની કરી.

'મલ્લિકા, ગભરાય છે? અમે સાથે છીએ તો પણ? કે પેલી ધર્મમાતાએ પુરુષોને ઠગારા–ધુતારા કહ્યા તેથી તને જગતકુમાર તરફ અવિશ્વાસ આવે છે?'

મલ્લિકા હસી: આકાશના તારા હસે તેમ.

પરંતુ જગતને તો માલતીનું પ્રત્યેક વાક્ય બંદૂકની ગોળી જેવું લાગતું હતું. 'આ તે સરળભાવે હસે છે કે, મારી ગુપ્ત વાત જાણી ગઈ છે?' મનમાં ને મનમાં એ ધડભાગ કરતો હતો.

'ના, રે ના.' મલ્લિકાએ કહ્યું. 'જગતકુમાર ઉપર મારે જન્મતિથિનો બોજો અકારણ લાદવો નથી!'

'એમાં શું?' કોઈ કળ ખેંચીને બોલાવતું હોય, તેમ જગત ન છૂટકે બોલ્યો.

'અકારણ બોજો ના લાદવો હોય તો સકારણ કરી બતાવજે...'

'માલતી!'

'કેમ, તારે પેલી વેવલીની ખાતર આજીવન કૌમારવ્રત પાળી સતિ સાધ્વી તો નથી બનવું ને?'

મલ્લિકા જવાબ આપવાને બદલે માલતીની મોટરમાં ગોઠવાઈ.

'ચાલો, જગતકુમાર! આજે મલ્લિકાની બાજુમાં બેસવાનો પહેલો હક તમારો...'

'માલતી, આજે કંઈ ખૂબ ચગી છે!' અંદરથી મલ્લિકા રોષથી બોલી.

'ના, તમે બન્ને જાઓ. મારે જરા બીજે જવું છે.' જગત માલતીથી દૂર થવા ઇચ્છતો હતો.

'ચાલોને હવે...'

'ના—ના.'

'વારુ ત્યારે જય, જય!' માલતીએ અંદર બેસી બારણું બંધ કરતાં કરતાં કહ્યું.

'જય, જય!'

ડ્રાઇવર ત્રાંસી આંખે અને સ્થિર કાને બધી લીલા જોઈ-સાંભળી મનમાં ને મનમાં બબડતો હતો: 'શો સમો આયો છે, આજકાલ? જ્યાં જોઉં છું ત્યાં બધું વંઠેલાંઓનું વાજું દેખાય છે!'

ગાડી ચાલી, ત્યારે પાછળ રહેલા જગતને જેલમાંથી છૂટવા જેવું લાગ્યું.

અંદર બેઠા પછી માલતીએ કહ્યું: 'આજે સરસ ગમ્મત પડી નહિ?'

'પણ તેં બિચારાને બહુ બનાવ્યો!'

'હજુ તો ક્યાં બનાવ્યો છે? આ તો આરંભ છે.'

'ના, ના, એની દયા ખાવી જોઈએ.'

'કેમ, થાય છે કંઈ વિચાર! વેવલી?'

દૃષ્ટિપથમાંથી મોટર દૂર નીકળી ગઈ ત્યાં સુધી જગત તેની પાછળ જોઈ રહ્યો. મોટર અદૃશ્ય થઈ ગઈ એ વખતે એનાથી બોલી જવાયું: 'મને એ સાચેસાચ અપરાધી તો માનતી નહિ હોય?'

## ૧૧ ઉડણ કોટડી

**પૃથ્વીએ અંધારપામરી** ઓઢી ત્યારે જગતનું વ્યગ્રચિત્ત તિમિરમાં ચંદ્રલેખા ડૂબે તેમ ચિંતામાં ડૂબી ગયું હતું. તે હોસ્ટેલ તરફ જતો હતો; પરંતુ ચાલતાં એના પગ અથડાતા હતા. શરદના વાદળ સમી ચંચળ સંધ્યા ગગનાંગણમાં તારાઓનાં ફૂલડાં વેરીને ચાલી ગઈ, એ દૃશ્ય જગતે જોયું નહિ. એના મનની આંખ આગળ, વિસરાઈ ગયેલાં ખંડેરોમાંથી ભૂતકાળ જાગે તેમ વીજળી અને એનાં લગ્નનાં ચિત્ર ફરી રહ્યાં હતાં.

'માલતી એ વાત જાણતી હશે?' વારંવાર એના મનમાં એ પ્રશ્ન ઉઠતો. 'તું જ મારી વેરણ બની છે!' તે પોતાની કલ્પનાની આંખ આગળ ઊભેલી વીજળી ઉપર ગુસ્સે થયો. 'તું મારો માર્ગ રૂંધીને ઊભી ન હોત, તો માલતી મારી જ હતી!'

એણે નિરાશાનો ઉચ્છ્‌વાસ મૂક્યો. સંધ્યા પછીની કાળી છાયા પૃથ્વી પર પથરાય એવી છાયા એના મનને ઘેરી વળી હતી.

એની આંખ આગળ ફરીફરીને સિનેમાવાળું ચિત્ર દેખાતું હતું 'એમાંનો પેલો વિશ્વાસઘાતી નવજુવાન તે હું જ?...માલતી જરૂર મારા લગ્નની વાત જાણતી હોવી જોઈએ, એથી જ એ મને અત્યાગ્રહ કરીને સિનેમા જોવા ઘસડી ગઈ...એનાં અનેક શબ્દબાણ મારા હૃદયને લક્ષ્ય બનાવીને એ છોડતી હતી...'

'એ...ઈ...મિ-સ્ટ-ર!'

ગાડીવાળાની બૂમો પણ જગત સાંભળી શકતો નહોતો. રસ્તેથી જનારા એક માણસે 'અરે, ભાઈ, ગાડી તળે આવી જશો' કહી એને

ખેંચી લીધો ન હોત, તો ઘોડાના ડાબલા અને ગાડીનાં પૈડાં એના શરીરને ક્ષણવારમાં છૂંદી નાખત.

જગત પથારીમાં તરફડી રહ્યો હતો. સહુને પોતાના મોહિની-પાશમાં જકડી લેનાર નિદ્રા એની પાસે ઢૂકતી પણ નહોતી.

નેમચંદની આકસ્મિક મુલાકાતનું એને સ્મરણ થયું. માલતી–મલ્લિકા આવ્યાં એ વખતની એની હાજરીથી મધરાતે પણ એને પોતાના સસરા ઉપર ધિક્કાર વછૂટ્યો.

'એણે માલતીને જોઈને પણ એવો વિચાર નહિ કર્યો હોય કે મારા જેવા સાથે એની જંગલી છોકરીનો મેળ કેમ જામે?... ચંદ્રમાના ટૂકડા જેવી માલતી ક્યાં અને અમાસને પણ કાળી બનાવી દે એવી એની વીજળી ક્યાં?...એ ગામડિયા રેંચાને એવા વિચાર ન જ થાય...એ તો ઉલટો ગામડેથી જે વાતોનાં જાળાં ગૂંથી આવ્યો હતો, તેમાં માલતી–મલ્લિકાના દર્શનથી વધારો કરીને ગયો હશે...એ બલા એમ ટળવાની નહોતી...'

જગત જે બલા સામે આવો તિરસ્કાર બતાવી રહ્યો તો, એ એનો સસરો તો ત્યારે મોટરથી ઘવાઈ હોસ્પિતાલમાં એકલવાયો ને એટલે બેફામ દશામાં પોતાની દીકરીના ભાવિની ચિંતાનો બડબડાટ કરી રહ્યો હતો. 'એ ડોસા...! છાનો માનો પડી રહે છે કે નહિ' નર્સો એને એવી ધમકીઓ આપી હડધૂત કરી રહી હતી.

જાગી જાગીને થાકેલી જગતની આંખ આગળ [illegible] જીવનનાં ચિત્રો અદૃશ્ય થતાં નહોતાં: માતા, પિતા, વાગ્‌ળી [illegible] લગ્ન થવા પહેલાં પડોશમાં રહેતી ચંદન સાથેના એકાદ બે પ્રસંગે ચોરી છૂપીથી કરી લીધેલી પ્રેમચેષ્ટાઓ...એ ગામડાંના દુનિયાના

સાથે સાથે એની આંખ શહેરની દુનિયા જોવા લાગી...'કેટલી નિરાળી આ દુનિયા છે? એની સાથે ગામડાની દુનિયાનો મેળ કેમ ખાય? પૂર્વ અને પશ્ચિમના બે છેડાઓ કદી એક થાય?'...શહેરની દુનિયામાં એણે માલતી ને મલ્લિકાને જોઈ, લતા અને લાવણ્યને નિહાળી.

એ ઊઠ્યો, બહાર આવ્યો. વદિ આઠમનો ચંદ્ર ગગનમાં ખીલ્યો હતો. એની ચાંદની હોસ્ટેલના બગીચાનાં વૃક્ષો નીચે તેજ-છાયાની ઓકળીઓ પાડતી હતી.

આસપાસની દુનિયા ચંદનીમાં સ્નાન કરી કરી, એની બધી યે વિરૂપતાને ઢાંકી કાઢી સુંદર બની ગઈ હતી. માતાના વત્સલ હાથ સમો મીઠો સમીર મંદમંદ વીંજણો વાતો હતો. એ સમીરલહરી સાથે વહી આવતી પુષ્પોની માદક સુગંધ વાતાવરણને મૃદુ, સ્નિગ્ધ, ઉલ્હાસમય અને આલ્હાદક બનાવતું હતું. છતાં જગતને એ સૌંદર્ય અકળાવનારૂં લાગ્યું. અકળાઈને એ અંદર ગયો: ફરીથી પથારીમાં પડ્યો.

નેમચંદ ઇસ્પિતાલમાં પડ્યો પડ્યો અર્ધબેભાનાવસ્થામાં એ વખતે લવતો હતો: 'જગતકુમાર, તમે એક વખત અમારે ત્યાં આવો...મારે વીજુનું દીવાળી આણું કરવું છે...તમે વીજળી...ભાઈ સાથે લગન...પેલી આવી હતી બે જણીઓ...ભારખી ચાલી, મારી વીજળીને એ ભરખી ચાલી–ઈ–ઈ–ઈ...'

નેમચંદની ચીસ સાંભળી લાંબી ખુરશી પર ઝોકાં ખાતી નર્સ ઝબકીને જાગી. એણે આવીને નેમચંદને ઢંઢોળી નાખ્યો: 'એ ડોસલા! મુંગો મર!' એ તાડૂકી.

નેમચંદને જરાતરા ભાન આવ્યું. 'નહિ બોલું...મેમસાબ!...'

જમાઈને મળીને જતાં એ મોટરમાં આવી ગયો ત્યારે બેહોશ બની ગયો હતો. એની આંખ ઉઘડી ત્યારે એ અજાણ્યા સ્થળમાં,

અપરિચિત માનવીઓ વચ્ચે પડયો હતો. એના માથે, હાથે, પગે પાટા બાંધ્યા હતા. શરીરમાં કળતરની વેદના થઈ રહી હતી.

'હું કયાં છું?...વીજળીની બા!'

એણે આંખ ઊઘાડી અને અજાણ્યું વાતાવરણ તેમજ માનવીઓના અપરિચિત ચહેરા જોઇને એણે પૂછ્યું.

દાકતરે એને આશ્વાસન આપીને શાંત પાડયો. એને ભાન આવ્યું, ત્યારે એના હૈયાને વીજળીના ભાવિની ચિંતાના વીંછી ડંખ દઇ રહ્યા હતા. પવન સાથે ઉડતી પંખિણીઓ જેટલી સ્વતંત્ર, રૂપાળી અને ઠાઠમાઠ વાળી માલતી–મલ્લિકા, જગતને મળવા આવી એ દૃશ્ય એનાથી વીસરી શકાતું નહોતું. એ જખ્મી માનવીના દિલમાં તે દૃશ્ય સળગતા અંગારા ચાંપી રહ્યું હતું.

'આવી કામરૂદેશની કન્યાઓના હાથમાંથી જગત છૂટી શકે? ...રામરામ!' એનાથી નિઃશ્વાસ મૂકી દેવાયો.

ત્રીજે દિવસે રોતાં કકળતાં ચંપા ને વીજળી કુટુંબના એક માણસ સાથે ઇસ્પિતાલમાં આવી પહોંચ્યાં, ત્યારે શરીરના ઘણા ભાગ ઉપર પાટાથી વીંટાઇને પડેલા નેમચંદને જોઈ મા–દીકરીએ ખૂબ રોકકળ કરી મૂકી. નર્સોએ અને દાકતરે એમને ધમકાવ્યાં અને કાઢી મૂકવાનો દમ આપ્યો ત્યારે જ તેઓ શાંત થયાં.

'તમને આ શું થયું?' મૌન રૂદન કરતી ચંપા રહી રહીને પતિને પૂછતી.

'હું તને બધું યે કહીશ.' નર્સો તરફ આંખની ઇશારત કરી એ ધીમેથી કહેતો: 'પેલીઓ ગુસ્સે થશે.'

વળતે દિવસે રતનચંદ પણ વહેવાઇને જોવા આવી પહોંચ્યો.

અકસ્માત શાથી થયો એ વાત હજુ કોઈ જાણતાં નહોતાં. નેમચંદ ઊંઘતો હતો. રતનચંદ ધીરે ધીરે ચંપાને પૂછતો હતો: 'જગત આવ્યો હતો કે?'

'ના.'

'એને ખબર જ નહિ હોય, આવડા મોટા શહેરમાં આવો બનાવ બને તેની બીજાને ખબરે શી રીતે પહોંચે?...કૉલેજ પણ દૂર છે તો.' રતનચંદે વહેવાણને મનદુઃખ ન થાય એ રીતે પુત્રનો બચાવ કર્યો.

'બળ્યું આ શ્હેર. આવા ઠેકાણે જગતકુમારને ભણવા રાખવા એ સારૂં નથી. કોણ જાણે કયારે શુંનું શું થઈ જાય...જુઓને, આમને કંઈ ખબર હતી?' ચંપાની આંખમાં પાણી આવી ગયું.

માતા અને સસરો વાતો કરતાં હતાં ત્યારે સસરાની લાજ કાઢીને એક તરફ સોડિયું વાળી બેઠેલી વીજળી બહાર આવી ઊભી રહી.

એણે જીંદગીમાં પહેલી જ વખત શહેર જોયું હતું. ઇસ્પિતાલમાં ફરતી નર્સોનો વિચિત્ર પોષાક, પુરુષ દર્દીઓ. દાક્તરો અને બીજાઓ સાથેનું એમનું નિર્બંધ વર્તન, મોટી ઇસ્પિતાલના ધમાલ: બહાર રસ્તા ઉપર મોટરો, ગાડીઓ, સાઈકલોની દોડાદોડ: એ બધું જોઈને વીજળી અકળાતી હતી.

'શ્હેરનાં માનવીઓ આટલી બધી દોડાદોડ શા માટે કરતાં હશે?...આ લોકોને ચાલતાં આવડતું નહિ હોય...' વીજળી વિચારોમાં ડૂબી ગઈ હતી. ત્યાં સરસરાટ કરતી એક સરસ, મોટી, ચળકતી મોટર એની સામે આવીને ઊભી રહી. અંદરથી એક યુવાન અને બે યુવતિઓ બહાર નીકળ્યાં. વીજળી એમને જોઈ જ રહી. એણે આવી બાર્યડિયો પહેલાં કદી જોઈ નહોતી. અંધારી રાતની ઝબકતી વીજળી

એવી એ તેજદાર હતી. એકનું માથું ઉઘાડું હતું, ભારે અંબોડો એની ગરદન પર ઢળેલો હતો. એક અલકલટ કપાળ પર ઉડી રહી હતી. બીજીએ મોટી, લાંબી વેણી લટકતી રાખી હતી. એને છેડે ફૂમતું ગૂંથ્યું હતું. એમનાં વસ્ત્રોની મોહક છટા, એમાંથી મઘમઘી રહેલી સુગંધ, એમની પુરુષ સાથે વાત કરવાની રીત, વીજળીને એ બધું જોઈ કોઈ નવી જ દુનિયામાં આવી પહોંચી હોય તેવું લાગ્યું. પુરુષ સાથે ઘસડાઈને ચાલતી, વાતો કરતી, એમને ઇસ્પિતાલમાં ચાલી જતી જોઈ વીજળી મનમાં બબડી: 'બળ્યું, આ તો શરમાઈને મરી જઈએ એવું છે...ખભા સુધી તો હાથ ઉઘાડા રાખ્યા છે...કેવી લટકમટક ચાલે છે ભાયડા સાથે!... આવીઓ સાથે 'એ' પણ આમ કરતા હશે?' વીજળીને જગતનું સ્મરણ થયું. 'પછી એમને હું શાની ગમું?' એણે પહેલી વખત પોતાને ધારી ધારીને જોઈ...

સાપ સરતો હોય એવી એક સાઇકલ આવી. વાળ કપાવેલી પુરુષનારી સમી એક યુવતી એના ઉપરથી ઉતરી...

'બાપાએ આવીને આવી જ લાગે છે...આણે વળી વાળ કપાવ્યા છે...એનો ધણી જીવતો હશે...ભર્યા શ્યેર વચ્ચેથી એ ગાડી પર ઉઘાડે માથે આવી, આ તે બાયડી કે ભાયડો! હાય્ હાય્! આ તો શરમાઈ ને મરી જવા જેવું!...એમને આંહી તો આવીને આવી ને આવી સાથે રે'વાનું...હું શેની ગમું?'

'ટણણણ, ટનટન, ટણણણ,' ઘંટડી વાગી અને વીજળીનું ધ્યાન એ તરફ ગયું. મોં આગળ ભૂંગળું રાખી કોઇક વાતો કરતું હતું. એકટશે, ધ્યાનપૂર્વક એને જોઈ રહેલી વીજળીને આશ્ચર્ય થયું: 'આ શું કરે છે, એકલો એકલો કોની સાથે વાતો કરતો હશે?... સ્યેરનાં તે કાંઇ લોક છે?'...

'આ વળી શું?' ઊડણ કોટડી લાંબડના પાંજરામાં ઉપરથી

નીચે ઉતરી આવી, પાંજરાનું બારણું કપડાની ગડીની માફક એક તરફ ગડી વળી ગયું અને અંદરથી બે માનવી વાતો કરતાં કરતાં ઉતર્યાં.

વીજળી અજાયબીથી જોઇ રહી. એટલામાં દાક્તર જેવો કો'ક આદમી આવ્યો. પેલા પાંજરામાં પેઠો, પાંજરૂં બંધ કર્યું અને કોટડીમાં ઊભો ને ઊભો હવામાં ઊંચે ચડી ગયો ! વીજળીએ ઉડણ ગાલ્લીની વાતો સાંભળી હતી, મુંબઇમાં વિમાનો ઉડે છે એ વાત પણ તે જાણતી હતી, પણ ઘરની અંદર આવી 'ઉડણ કોટડી'...એને નવાઈ લાગી.

'શ્યેરનાં લોક જાદુગર જેવાં...આંહી રહે એટલે પછી એમનું મન ફરી જ જાય તો ?...આમતેમ ફરનારીઓ આવી હોય છે, તો પછી એમની સાથે ભણનારીઓ તો કેવી યે હશે ?...મદ્યમો હોય એ જ ભણે... 'એ' મને ભૂલી જશે ?...'

'લ્યો ત્યારે હું જઉં છું, પાછો કાલે આવીશ અને જગતને ખબર પણ આપીશ...'

સસરાને એમ બોલતા બોલતા નીકળતાં જોયા, એટલે વીજળી લાજ કાઢી, થાંભલાની ઓથે છૂપાઇ ગઈ !

ઉડણ કોટડી પાછી નીચે ઉતરતી હતી. વીજળી ધ્યાનપૂર્વક એ જોઈ રહી. 'હું આમાં ઊડી આવું ?...મને નાં જવા દે...'

પેલી જ બે યુવતિઓ અને યુવાન 'લીફ્ટ'માંથી નીકળ્યાં. વીજળી એમને ધારી ધારીને જોતી હતી. ત્રણે મોટરમાં બેઠાં.

'આમને કશી યે લાજ શરમ નથી, નફ્ફટ !...શ્યેરનાં લોક જ વંઠેલાં ! ભાયડા ભેળાં આંમ તે હેંડાતું હશે ! શરમાઇને મરી જવાય,

કો'ક જુવે તો?...'એ' મને આવું કરવાનું કહે,...નહિ તે દા'ડે તળાવે ફરવા જવાનું કહ્યું 'તું 'સ્તો...આવું ને આવું જોતા હોય એટલે પછી એમનો ય શ્યો વાંક?...પેલીઓ ગઈ એનું તો મને પ્હેરતાં ય નાં આવડે! આવીઓના અંબોડા જોઇને 'એ' મને કે'તા'તા કેઃ ' તને તો સારી રીતે ચોટલો વાળતાં યે નથી આવડતો!' ના, ના, બળ્યું આંમ તે થાય? એમનાં કપડાં યે કેવાં? મ.થું તો આખું ઉઘાડું...હાથ કેડ બગલ સુધી નાગા...ઊંહું! આપણાથી એવું નાં થાય! શરમાઇને મરી જઇએ આ!...પણ 'એ' મને ફરીથી નાં બોલાવે તો...ત્હોયે બળ્યું આવું તે પ્હેરાય, ઓઢાય,...ને એમની સાથે આમ ફરાય શી રીતે?...આંડાવાળીઓને ફરવું હોય તો ફરે!'

વીજળી અંદર ગઇ ત્યારે એના બાપુ ધીરે ધીરે કશુંક કહેતા હતા, વાત સાંભળી ચંપા રડતી હતી.

'...ઇંદિરના ઘરની અવચળા જેવી બે મોટી વછેરીઓ આવી, હું ત્યાં બેઠો'તો ને જગતકુમારને કહે: ' ચાલો ફરવા '...જમાઇએ મારી પણ શરમ નાં રાખી...મારાથી એ નાં જોવાણું એટલે શરમનો માર્યો હું તો ઊઠયો...'

' દેવી'તીને રાંડોને લમણાંમાં...' ચંપા હોઠ ભીંસીને બબડી.

' બે જણીઓની વચ્ચે, ગોપીઓ વચ્ચે કહાંનની પેઠે એ ચાલ્યા, એ મેં નજરોનજર જોયું. જગતકુમારને એ બે જણીઓ મોટરમાં બેસાડીને ઉપાડી ગઈ...'

વીજળી બાજુમાંથી આવતી હતી, એ તરફ બેમાંથી કોઇનું ધ્યાન નહોતું. પાછલું આખું વાક્ય એણે બરાબર સાંભળ્યું.

એકાદ પળ પહેલાં જ એણે પોતાની આંખ આગળ બે સ્ત્રીઓ સાથે એક પુરૂષને 'લીફ્ટ'માંથી ઉતરીને મોટરમાં જતાં જોયાં હતાં.

એની આંખ આગળ બે સ્રીઓ વચ્ચે જગતનું એવું જ ચિત્ર ચિતરાઇ ગયું. બોલ્યા વિના એ માની બાજુમાં બેઠી.

માતાપિતાની વાતો એકાએક વચ્ચેથી જ અટકી ગઈ. ચંપાએ ઝટઝટ આંખો લુછી નાખી. 'આવ બેટા!' પુત્રીને એણે હૈયા સરસી લીધી. એના નસીબમાં દુઃખ લખાયું છે એ કલ્પનાએ માડીના દિલમાં વત્સલતાનો ઉમળકો ઊભરાઇ આવ્યો.

નેમચંદ એ દૃશ્ય જોઇને ગળગળો થઇ ગયો. વીજળીના હૈયામાં ત્યારે સ્વૈરની 'નફટ બાયડીઓ' જેવું થઈ શકાય કે નહિ એના વિચારોની ગડભાંગ ચાલી રહી હતી.

'ના, ના, બળ્યું એવાં તે થવાય, શરમાઇને મરી નાં જઇએ!' એણે મનને મનાવ્યું.

**રતનચંદ પુત્રને** શોધતા શોધતા છાત્રાલયમાં આવી પહોંચ્યા, ત્યારે જગતની રૂમ બતાવનારા વિદ્યાર્થીઓ એમને જોઈ અંદર-અંદર હસ્યા.

રતનચંદની પાઘડી કેટલા વર્ષ પહેલાં બંધાવી હશે એ, તથા એનો મૂળ રંગ શોધી કાઢવો મુશ્કેલ થઈ પડે એવો તેનો દેખાવ હતો. એના તલ્લાના તાણાવાણા અતિ વપરાશથી ઘસાઈ ગઈ કારખાનાના વૃદ્ધ મજૂરના શરીરના સાંધાની જેમ વીંખાઈ પીંખાઈ ગયા હતા : સેનાના અંગરખા ઉપર પરસેવાનાં ચિત્રામણોમાં મેલના થર જામ્યા હતા : મેલો ખેસ, ટૂંકું ધોતિયું અને કાશીપુરનાં તળ-પદાં, ધૂળભર્યાં, પગરખાં એના માલિકની આર્થિક સ્થિતિ સાથે એના રખડપટ્ટીની ચાડી ખાઈ દેતાં હતાં. વેવાઈને થયેલા અકસ્માતનો સંદેશો મળતાં જ એ દોડી આવેલા એટલે ત્રણ દિવસની ચડેલી હજામતના સફેદ કરચા આખી દાઢીને ઢાંકી રહ્યા હતા.

'તમે...?' રૂમ બતાવનારમાંથી કોઈકે પૂછ્યું.

'હું એનો બાપો...!'

'સારૂ, સારૂ. ત્યારે તો જગત અને તમારી વચ્ચે બહુ જ ફરક...'

'એ તો ભણે છે ને કૈ, કોલેજમાં...'

સરળ દિલના રતનચંદ કોલેજિયનનો કટાક્ષ ન સમજ્યા. પોતાના દિકરાને એમને 'જેન્ટલમેન' બનાવવો હતો, એટલી આ પ્રકારની કોઈ તુલનાત્મક સરખામણી કરે, ત્યારે એ રાજી થતા.

# પીડા ટળી

'ભૈ, જગત,' ધસમસતા રતનચંદ જગતની ઓરડીમાં પેઠા.

જગત કપડાં પહેરવાની તૈયારી કરી રહ્યો હતો. એણે બાપનો અવાજ ઓળખ્યો, એમને આવતા જોયા, પરંતુ 'આવો બાપા' કહીને તે આગળ આવ્યો નહિ.

બરફ જેવી ઠંડી રીતે એણે કહ્યું: 'આ...વો...!' ત્યારે એના હૈયામાં કંટાળાનો દાવાનળ સળગવા લાગ્યો હતો.

'આજકાલના કૉલેજિયનોને ઘરડા, ગામડિયા પિતાના પૈસા મીઠા અને સત્કારવા યોગ્ય લાગે છે, એ પોતે નહિ.' કોઈકે કહેલું તે રતનચંદને અત્યારે યાદ આવ્યું.

બાપાના હાલહવાલ, એમનો ગ્રામીણ દેખાવ, એમનાં મેલાં કપડાં તરફ એક દૃષ્ટિપાત કરી લઈ, એ મનમાં બબડી ઊઠયો: 'આ લોકો કોણ જાણે અહીં શાના દોડ્યા આવતા હશે!'

વત્સલ પિતાના હૈયામાં ત્યારે પુત્રમિલનથી હર્ષનો ઊભરો ચડયો હતો. 'ભૈ, સારો તો ખરો ને?' બાપે બેટાને માથે હાથ ફેરવ્યો; ત્યારે જગતને ધક્કો મારવાનું મન થઈ આવ્યું. પિતાની સામે એ સુકા ઝાડના ઠૂંઠા જેવો ઊભો રહ્યો. એના હૈયામાં હર્ષોર્મિ, આવેગ કે ઉષ્મા નહોતાં. પિતાના આશ્લેષે એના હોળેલા વાળ વીંખાઈ ગયા એનું એને દુઃખ થઈ રહ્યું હતું.

'કંઈ એકાએક!' રતનચંદ ખાટલા ઉપર બેસીને બેસ-પાઘડી ઉતારવા માંડયાં, એટલે એમની સામે ખુરશી ઉપર બેસતાં બેસતાં જગતે પૂછ્યું.

'તારા સસરા મોટર વચ્ચે આવી ગયા છે...'

જગતે માથું હલાવ્યું.

'બહુ વાગ્યું છે: અહીંની મોટી હૉસ્પિતાલમાં પડ્યા છે...'

'એમ ?'

'ગાંડાની માફક લવે છે...'

'મને ખબર નથી.'

'મેં એ લોકોને એ જ કહ્યું. એમને આભલા જેટલું ખાટું લાગ્યું છે. પણ મેં કહ્યું: 'મારો જગત જાણતો નહિ હોય, જાણતો હોય તો જોવા આયા વના રે'જ નહિ ને...તે ભૈ! એ તને મળવા આયા'તા, એ વખતે જતાં જતાં એ મોટરની અડફટમાં આવી ગ્યા... શ્યેરના ગાડીઓવાળાઓ માણસને કચરી નાખે એવું કરે છે તો... અમને આંહી નાં ફાવે...એ બચાડા જીવ તારી ખૂબ ઝંખના કરે છે. મેં કહ્યું હું એને આજ ને આજ વાત કરીશ એટલે એ તરત આવશે.'

બાપ બોલે જતો હતો: દીકરો સામે બેસી રહ્યો હતો પણ એના કાન એ ગામડી 'બાપા'ની વાત સાંભળતા નહોતા. એનું ખોળિયું ત્યાં હતું પણ જીવ બીજે ભટકતો હતો. માલતીના બંગલા તરફ એને આંટો મારવો હતો: સસરાને થયેલા અકસ્માતની વાત એને અતિક્ષુલ્લક લાગતી હતી.

સરળ દિલના પિતાએ માની લીધું: 'મારી હાજરીમાં એ સસરાની વાત કરતાં શરમાય છે.' એટલે એમણે પોતાની જ વાત આગળ ચલાવી:

'એ બચાડા લવારો કરે છે. મારા જમાઈએ મારું અપમાન કર્યું...એને શ્યેરની છોડીઓ ઉપાડી ગઈ...એ વીજળીને કાઢી મૂકવાના છે...તે હેં ભૈ, આંહી આયા ત્યારે શી વાતો થૈ'તી?'

'એ ગાડાં-ઘેલા જેવી વાતો કરતા હતા.' ન છૂટકે બોલવું પડતું હોય તેમ જગતે કહ્યું.

'ભૈ, ગામડાના લોકો ભોળા હોય. મેં એમને કહ્યું કે: મારો ભણ્યો-ગણ્યો દીકરો પોતાના સસરાનું અપમાન નાં કરે...બાપ ને સસરો સરખા વડીલ. એમને જોવા તારાં સાસુ, કાકાજી અને વીજળી બધાં બચાડાં દોડતાં આયાં છે...એ બધાં નેમચંદ શેઠના બબડાટને સાચો માની બેઠાં છે...મેં એમને સમજાવ્યાં કે, એ વાત જ માનવા જેવી નથી. એને પયણવાનું શું ને વહુને કાઢી મૂકવાની વાત શી... મારો જગત હજી ભણે છે...એ પરણી ચૂકયો છે એ તો બ્રહ્માના અક્ષર છે...હવે એક વખત તું એમની ખબર જોઈ જા, એટલે બધાંના મનને નિરાંત વળે...'

'મને વખત મળે તેમ નથી.'

'ભૈ, આવે ટાણે મારી કે કોઇની શરમ ના રાખીએ. હવે તો તું ઉમ્મર લાયક થયો.'

'પણ મારે વાંચવાનું છે...'

'તે તો હોય જ; હું કયાં નથી જાણતો? ભૈ, તું કયે દા'ડે નાપાસ થયો છે?...પણ એક આંટો મારી જવો જોઇએ. આ કયાં પરગામ જવાનું છે?...રજા નાં મળતી હોય તો હું આવીને તારા હેડમાસ્તર સાહેબને કહી જાઉં.'

'ના, ના. કૉલેજ એ કંઈ કાશીપુરની નિશાળ નથી. કૉલેજમાં ભણનારાઓને ગમે ત્યારે મળવા આવવું એ ઠીક નહિ, પણ આપણા ગામડિયા લોકો સમજે જ નહિ...છોકરાઓ રજાઓમાં ઘેર જાય એટલે જેટલું મળવું હોય તેટલું કયાં નથી મળાતું?...

'પણ હવે તો ભૈ, તું રજાઓમાં ય ઘેર આવતો નથી. બચાડી તારી બા કેટલી તલસે છે? તારાં સાસરિયાં ય તારી રજાઓની આશાભરી આંખે કેટલી બધી વાટય જુએ છે? ભૈ, તું ડાહ્યો છે,

સંસાર વેવારની બધી વાતો તું સમજે છે, તારી વહુ પણ હવે તો મોટી થઈ...'

'એ બધી વાતો એ લોકો તમારી સાથે કરી લે, અહીં સુધી દોડતા શા માટે આવે છે? મારે તે અભ્યાસ કરવો કે દિવાળી આણાંની એવી વાતોની ચિંતા કરવી?'

'તારી વાત કાઢી નાખવા જેવી નથી. હું વહેવાઈને કહીશ. પણ તું હવે રજાઓમાં ઘેર આવવાનું નક્કી રાખજે...લૈ, તું એમને જોવા મારી સાથે ઇસ્પિતાલમાં હેંડ. ત્યાં તું કહીશ કે, 'હવે તો રજાઓમાં કાશીપુર આવીશ' તો એ સાંભળીને એમના જીવને ટાઢક વળે ને બધો વલોપાત–બબડાટ અટકી જાય. ચંપા વે'વાણને ય નિરાંત વળે...અને લૈ, આ તો શ્યેર, આંહી અમારાથી શરમાવાનું નહિ...હું કહું છું, વીજળી આંહી છે, તો તું એને લઈને જરા ફરી આવે, એને સિનેમા બતાવે તો...'

'વિદ્યાર્થીઓએ એવી પંચાતમાં પડવું ન જોઈએ.' જગતે કંટાળીને કહ્યું: 'મને તમે પરણાવ્યો એ જ ખોટું કર્યું છે...'

'લૈ, એવું નાં બોલિયે, ભીંતને ય કાંન હોય છે. કો'ક આવી વાત તારા સસરાને કહે...'

'તો...? એ લોકોની વાતો સાંભળીને મને કંઇ કંઇ કહી ગયા!'

'હોય લૈ, એમણે બચાડા જીવે દીકરી આપી એટલે એમને ય ચિંતા થાય...આપણા લોક પણ કાંઇ છે? જેમ ફાવે તેમ બોલે, એટલે જ લૈ, તું ઇસ્પિતાલમાં આવીને રજાઓમાં ઘેર આવવાનું આશ્વાસન આપે, એમની ખબર પૂછે, વહુને કલાકેક બહાર ફેરવી આવે તો, વે'વાઈના જીવને ઠારકો થાય ને લોકોની વાતો ખોટી છે એવું એમને ય લાગે...'

## પીડા ટળી

'આજે તો મારે થોડુંક વાંચવા માટે એક મિત્રને ઘેર જવાનું છે.' જગતે કાંડાઘડિયાળ તરફ જોઇને કહ્યું : 'કેટલું બધું મોડું થયું?'

'ત્યારે આજે નહિ અવાય?'

'ના.'

'કાલે આવીશ, કે હું તને તેડવા આવું?'

'ના, ના. હું ફુરસદે આંટો મારી જઇશ.'

'ઠીક, ત્યારે હું જઇશ. હું એમને કહીશ કે જગતને તમને વાગ્યાની ખબર નો'તી, પણ મેં વાત કરી ત્યારે એને કેટલી ચિંતા થઈ...હમણાં એને બહુ વાંચવાનું છે, તો યે એ તો તમને મળવા આવવાનો છે...એ સાંભળીને એમને કેટલો બધો આનંદ થશે?...ભૈ તારે જવું હોય ત્યાં જા.'

'તમે અહીં બેસવાના છો?'

'ના, ના, હું તો દવાખાને જઇશ. મારી કશાયે ચિંતા તું ના કરીશ. હું તો...'

'તમારા જમવાનું?'

'હું તો ભૈ એ દા'ડાથી આયો છું. અમે અમારૂં નિપેટી લઇશું પણ ભૈ તું ક્યારે આવીશ?'

'જરા ફુરસદ મળશે એટલે...'

'જરુર, હોં, અને ભૈલા, મારી એક વાત માંન. તારી વહુને [illegible] [illegible] લઇ જવાનું કરજે...ત્યાં મારાથી કાંઇ નાં કે'વાય, સમજ્યો કે નહિ?'

'વારુ.'

પુત્રે પિતાના ભયમાંથી છૂટવા માટે મોટે ખોટું કહ્યું, પણ સરળ પિતાએ તેમાં સંપૂર્ણ વિશ્વાસ મૂકયો. ' મારો દીકરો, મારાથી શરમાય છે...આંગણા સુધી હાલીચાલીને વહુ આવી હોય અને બે ભેગાં નાં થાય એ ઠીક નહિ.' રતનચંદની આંખ આગળ પોતાનો યૌવનકાળ ચમકી રહ્યો. એક વખતે એ સાસરે ગયેલો ત્યારે સહુની દૃષ્ટિ ચૂકવી એ ચંપાને એકાંતમાં મળેલો એ પ્રસંગ એણે જોયો. અને તેથી રાજી થતો એ ઊઠયો : ' જો જે હો ભૈ, તું નહિ આવે તો ન્યાતજાતમાં ટીકાઓ થશે ને તારાં સાસુ સસરાને ય ખોટું લાગશે...લ્યો ત્યારે હું જઉં છું...'

' પીડા ટળી ! ' બાપના ગયા પછી જગત ખુશ થતો બોલ્યો. મુક્તિની ખુશાલીમાં તે પલંગમાં પડી ને જરા વાર આમતેમ આળોટયો અને પછી વેશ પરિધાનનો આરંભ કર્યો.

રતનચંદને ખાત્રી હતી કે, જગતે મને વચન આપ્યું છે એટલે એ એના સસરાને મળવા આવશે જ. પુત્ર ને વહુ સાથે ફરવા જવાની સૂચના કરતાં કરતાં એમને પોતાનો ભૂતકાળ સાંભરી આવ્યો એનાં સંવેદનની ઝણઝણાટી એમનાં વૃદ્ધ શરીરમાં ફરી વળી. અનુભૂત આનંદનું અનેક વર્ષો પછી થતું મીઠું સ્મરણ માનવીને અતિ સુખદ લાગે છે. યૌવનકાળમાં કરેલી અથવા થયેલી ભૂલો વૃદ્ધાવસ્થામાં યાદ આવે ત્યારે માનવીની આંખ આગળથી વર્તમાન સરી જઇ ભૂતકાળ ખડો થાય છે. એમાંથી એ ચેતના મેળવે છે. રતનચંદની મનની આંખ અત્યારે યૌવનનાં મીઠાં રસલ્હાણ માણી રહી હતી: એનું વાર્ધક્ય ચેતનવંતુ બન્યું હતું.

પ્રત્યેક પેઢીને પોતાની કથાઓ, પ્રેમ, રોમાંચ, કલહ બધું હોય છે: સમય બદલાય છે પરંતુ એ પરંપરા પલટાતી નથી.

રતનચંદ જગતની ઉમ્મરનો હતો ત્યારે ચંપા સાસરવાસિની બની ચૂકી હતી. પોતાનો પુત્ર ભણતર માટે તપ કરે છે એ વિચાર સાથે પોતાના ભૂતકાળને સરખાવતાં પિતાના હૈયામાં પુત્ર માટે સમભાવ પ્રકટયો.

વડીલજનોની મર્યાદા લોપાય નહિ, છતાં ચોરી છૂપીથી નવ-રસિયાં દંપતી મળી લે: વડીલો આંખ આડા કાન કરતાં હોય છતાં એ છૂપાં મિલનની હકીકત એમના મનને અછતી ન હોય: પોતે એવી રીતે કરેલી ચોરીઓ કેટલીય વખત પકડાઈ ગયેલી, એ બધા પ્રસંગો યાદ આવતાં, રતનચંદને વીજળી તરફ સહાનુભૂતિ પ્રકટી.

'જગત હૉસ્પિતાલમાં આવે એટલે એને કોટિ ઉપાય કરીને પણ વહુ સાથે ફરવા મોકલવાનો' રસ્તામાં જ રતનચંદનો વિચાર દૃઢ થયો. એથી મળેલા માનસિક સંતોષ સાથે રતનચંદ હૉસ્પિતાલમાં ગયો કે તરત જ એણે દિવાળીને કહ્યું:

'મેં નો'તું કહ્યું કે જગતને આ બનાવની ખબર જ નથી. ખબર હોય તો એ આયા વિના રહે ખરો? વે'વાણ! અદેખા લોકો ગમે એવું બોલે, ભણ્યાગણ્યા છોકરાઓ કદી ખોટું પગલું ભરે જ નહિ...'

'અમારે ત્યારે બીજું શું જોઈએ છે?' દિવાળીએ રતનચંદની વાતમાં વિશ્વાસ બેસતો ન હોય એવે ભાવે કહ્યું. સગાં સ્વજનોમાં પણ એક વખત શંકાની લાગણી જન્મી એટલે મનમાં ચીરો પડી જાય છે.

રતનચંદ આત્મસંતોષની લહેર સાથે આનંદમાં હતા. એમણે વહેવાણના મુખભાવ જોયા નહિ. રસપૂર્વક આજે એ વાતે ચડ્યા હતા:

'છોકરો ભારે શરમાળ. મારા દેખતાં સસરાની વાત કરતાં ય

શરમાય. તો પણ કેટલી ચિંતા કરતો હતો! નેમચંદ શેઠને શું વાગ્યું, ક્યાં વાગ્યું, કેટલું વાગ્યું? બધું એણે મને પૂછ્યું. અને એ ગળગળો થઈ ગયો...'

'થાય જ તો, એ કાંઈ લોક છે. જમાઈ હોય કે દીકરો હોય...'

'ખરૂં છે. એ તો એને પરીક્ષા માટે વાંચવાનું હતું અને તે માટે એક મિત્રને ઘેર જવાનું હતું: નહિ તો એ મારી સાથે જ આવ્યો હોત...'

'તે એક વરસમાં કેટલી પરીક્ષાઓ આવતી હશે? કે'છે ને કે એમની પરીક્ષા તો હમણાં ગઈ...'

'આ તો કોલેજનું ભણતરને, એટલે નાંની મોટી પરીક્ષાઓ ચાલ્યા જ કરે!' પોતે ભૂલ કરી કે છોકરાએ પોતાને ભૂલાવામાં નાખ્યો એની ગમ ન રહેવાથી રતનચંદે ચાલાકીથી પોતાની ભૂલ સુધારવા જીભે ચડ્યા તે શબ્દો ફેંક્યા.

'જુઓ વે'વાણ, એ નેમચંદ શેઠને જોવા આવે તે વખતે વીજળીને લઈને એ ફરવા કે સિનેમા જોવા જાય એવું મેં નક્કી કરી રાખ્યું છે. આવડો મોટો થયો પણ છોકરો ભારે શરમાળ!...સંસાર વેવારની વાતમાં કાંઈ કે'તાં કાંઈ જ નાં સમજે! મેં ગોળ ગોળ કહી તો રાખ્યું છે, પણ તમે જરા વીજળીને કહી રાખજો...આંહી કોઈની શરમ રાખવાની જરૂર નથી. આ તો શ્યેર કહેવાય...'

'ભગવાન કરે ને એમના એના મેળ મળી જાય. વે'વાઈ! હવે કાંઈ મારી વીજળી નાંની નાં કે'વાય,...તમને શું કહું, એની હેડીની છોડીઓ તો છોકરાંની માઓ થઈ થઈને બેઠી છે...એની કોરાનું સુખ હોત તો અમને શેની ચિંતા હતી? પણ આ બધું શેને લીધે

થયું ?' દિવાળીએ પતિના ખાટલા તરફ આંગળી કરીને કહ્યું. બોલતાં બોલતાં એની આંખમાંથી માતૃપ્રેમનાં આંસુ નીકળવા લાગ્યાં.

રતનચંદ એ જોઈને ગળગળો થઈ ગયો. એણે દિવાળીને આશ્વાસન આપ્યું : 'તમે આમ ચિંતા નાં કરશો, કાલે જ એ આવશે, પછી જોજો ને...એ જાતે જ ભલો હશે તો વીજળીને લઈને ફરવા જશે.'

'એટલું થાય તો તો અમારી બધીએ પીડા ટળી જાય.'

'ભગવાન ટાળશે...'

'પાં-ણી...!' નેમચંદ જાગ્યો એટલે એમની વાત અટકી ગઈ.

'લાવો હું પાઉં...' વેવાણના હાથમાંથી પાણીનું પવાલું લઈ રતનચંદે વેહેવાઈને પાવા માંડ્યું.

## ૧૩ ધ્રૂજતી પ્રેમજ્યોતિ

**જગત નેમચંદની** ખબર જોવા હૉસ્પિતાલમાં આવશે એવી રતનચંદની વાત વીજળીએ સાંભળી ત્યારથી એના હૈયામાં અકલિત આનંદની સરવાણીઓ વહેવા લાગી હતી.

સવારે ઊઠી ત્યારથી એનામાં નવું જ ચેતન જણાતું હતું. એના અંતરનો આનંદ છૂપા હાથે વદન પર આછા આછા એકાંતિક સ્મિતની ઓકળિયો પાડી જતો હતો.

દિવાળી પુત્રિના એ મનોભાવનું કારણ સમજી ગઈ હતી એટલે મનમાં ને મનમાં હરખાતી. મલકાતા માતૃહૃદયે દીકરીને કાળજીપૂર્વક માથું હોળતાં જોઈ: વીજળીએ આજે બે ત્રણ સાલ્લા ફેરવ્યા ત્યારે એને એક સાલ્લો પસંદ પડયો. નિત્ય ગમે તેમ સાલ્લો શરીર પર વીંટી લેનારીને આજે ખૂબ ચીવટથી પાટલી કરતી અને ઉપરાઉપરી બે ત્રણ વખત વીંખી નાખતી નિહાળી, એ પીઢ હૈયુંય થનથની ઊઠયું.

'એમને કહું ?' દિવાળીનું મન બોલી ઊઠયું.

'જમાઈના આટલા અનુભવ પછી એવી ઉતાવળની જરૂર નથી. દીકરીના દિલના છૂપા ઉમંગની વાતો પિતાના ઘવાએલા હૈયા પર મલમ બનશે, પણ જો જગતકુમાર ન આવ્યા, તો એના વહેતા જખ્મ પર મીઠું છંટાશે.' બુદ્ધિએ મનના સામી દલીલ ફેંકી.

બુદ્ધિનો વિજય થયો. દિવાળીએ પુત્રીને સુખી જોઈ આત્માનંદ માણી સંતોષ માન્યો.

ઘણા દુ:ખ પછી મળતા આનંદમાં સ્વજનને ભાગીદાર બનાવવાથી આનંદમાં વૃદ્ધિ થાય છે. પરંતુ જગત પરનો વિશ્વાસ

ડગી ગયો હતો એટલે દિવાળીએ હૈયે ચડેલી આનંદની ભરતીને મનના કિનારાઓમાં જ સમાવી રાખ્યા.

વીજળીમાં અજબ સ્ફૂર્તિ આવી હતી: સૂર્યદર્શને કમળની પાંદડીએ પાંદડી ખીલી ઊઠે તેમ એના હૃદયકમળની પ્રત્યેક પાંદડી ખીલી રહી હતી. આમ તેમ ફરતાં કે કામ કરતાં તે હોઠ બહાર ગણગણાટ સુદ્ધાં ન જાય એમ મનમાં ને મનમાં ગૂંજારવ કરી રહી હતી: ' શેરી વળાવીને સજ કરૂં તમે આવો ને; એકલડાં નવ જીવાય, હરિ, ઘેર આવો ને ! ' ત્યારે તિમિરના છોડે પ્રકાશનું પુષ્પ પ્રકટે એવી દીપ્તિ એના સરળ વદન ઉપર ઝળકી રહી.

સ્વપ્નોના અશ્વો પર સ્વાર થઇને તે કારણ કે અકારણ થનથનતી બારણાની બહાર ડોકિયાં કરતી: કોઇને કોઇ નિમિત્ત શોધી એ ઓટલે જઇને ઊભી રહેતી: એક બે વખત તો અમસ્તી જ છેક ઇસ્પિતાલના આગલા ઝાંપાની બહાર ફરી આવી.

શહેરના રસ્તાઓ ઉપર મોટરો, ટેક્ષીઓ, લોરીઓ, ઘોડાગાડીઓ, સાઇકલો અને પગે ચાલનારાઓની અવરજવરની ભીડ જામી પડી હતી. અજાણ વીજળીની અણટેવાયલી દષ્ટિ એ ભીડ ભેદીને આજુબાજુ ને પેલી બાજુ દોડી વળતી; દૂરથી એકાદ જુવાન આવતો કે જતો દેખાય અને એના હૈયામાં આશાનું પંખી પાંખો ફફડાવતું: ' એ જ હશે ? આજે તો એમની સાથે પેટ ભરીને વાતો કરી શ... આંહી તો કશો વાંધો નહિ...આ તો શ્હેર, ગઇ કાલે પેલીઓ ઇસ્પિતાલમાં આવી હતી અને મોટરમાં ચાલી ગઇ એ ભાયડા સાથે કેવી વાતો કરતી હશે...'

એક છેલબટાઉ નજીક આવતો દેખાવો અને વીજળીનું મન સ્થિર ગઇ ગયું: ' એ તો નહિ ? ' પણ પેલો રસ્તા પર સીધો જ

ચાલી ગયો ! વીજળીના હૈયામાં ફાળ પડી: ' કહ્યું છે પણ નાં આવે તો ?...ઇમનું ભલું પૂછો ! '...

બે ચાર કૉલેજકન્યાઓ રસ્તા ઉપરથી નીકળી. વીજળી એમની તરફ, એમના પોશાક તરફ, કેશકલાપની વિધવિધ પ્રકારની ગૂંથણી તરફ ધારી ધારીને જોઈ રહી. એના મનના મહેરામણમાં લઘુભાવના વંટોળ ચડયા: ' આંહી આવી ને આવી મળે પછી મારી ચિંતા શું કામ કરે ?...આ બધી ઇમની સાથે જ ભણતી હશે ને ?... બાપુને મન મનાવવા કહ્યું હશે પણ એ નહિ જ આવે...આ બધી નરી ગોપીઓ જેવી છે...' એણે પોતાના શરીરને ધારી ધારીને નિરખી લીધું. એનાથી ઉચ્છ્વાસ મૂકી દેવાયો.

' આ બધીઓ રૂપાળી પરીઓ જેવી છે.' એના હૈયાની દીપિકા પરના પ્રેમના દીપકની જ્યોતિ ધ્રૂજવા લાગી.

' પણ આ બધી ટાપટીપવાળીઓ ઓછી ઇમિને માટે મરી પડે એમ હતી ?...એ તો બધા ચાળા ને ચસકા થોડા દા'ડા ના !... ઇમનો વાળ વાંકો થાય તો મારો જીવ નેકળી જાય...પણ ઇમને અમારી ગણતરી જ ક્યાં છે ? '

એની આંખમાં આંસુ આવી ગયાં. ઝાકળ જેવી એની પતિ-મિલનની સ્વપ્નસૃષ્ટિ, નિરાશાના બળબળતા તાપમાં વરાળ બનીને ઊડી ગઈ. એ વીજળી નહોતી રડતી: રતનચંદના કુટુંબની કુળયોગિની રૂદન કરી રહી હતી. એ આંસુ અભાન દશાનાં હતાં. એવી રીતે વહાવેલાં અસંખ્ય આંસુઓની, શિક્ષિત યુવાનો પાસે કોડીની પણ કિંમત નથી.

*

આંખો લુછી, મોં ઠીક કરી, વીજળી પિતાના પાટલાવાળા ઓરડામાં આવી. કાંટાની કટારથી ઘડિયાળ કલાકો કાપી રહી હતી.

વીજળીને ઘડિયાળ જોતાં આવડતી નહોતી, કલાક અડધા કલાકના ડંકા પડે ત્યારે એ ગણતી. આજે તો એ વફાદાર સમયસેવકની પ્રત્યેક ટિક્‌ટિક્‌ને પણ અજાણપણે ગણી રહી હતી. એની આંખો જમીન સાથે ચોંટી ગઈ હતી પણ મન વિચારોનાં વાદળોમાં અથડાતું હતું: 'એમને હું નથી ગમતી તો મારી સાથે લગન શા માટે કર્યાં... શ્યેરની છોડી સાથે એમને પયણાવ્યા હોત...'

'જગતકુમાર નાં આવ્યા?' નેમચંદે આંખ ઊઘાડીને પૂછ્યું. અને વીજળીની વિચારવેલ તૂટી પડી.

'આવશે.' દિવાળી આશ્વાસનનો એક શબ્દ મહાપરાણે બોલી.

નેમચંદે નિઃશ્વાસ મૂક્યો. એને જમાઈનો વિશ્વાસ નહોતો. એ નિઃશ્વાસ પાછળ મર્મના ઘાની અકથ્ય વેદનાઓ સળગી રહી હતી. એની જ્વાલા વીજળીને દઝાડી ગઈ.

દિવાળીએ વળતો જવાબ ન આપ્યો: એમ કરવા જતાં રડી દેવાશે એવો એને ભય હતો. પુત્રીના દેખતાં એ રડવા ઇચ્છતી નહોતી. એટલે છાતી ઉપર એણે શલ્યા દબાવી.

માનવીના સુખદુઃખની પરવા નહિ કરતો સમય અવિરત ચાલ્યાં કરતો હતો. મધ્યાહ્ન થઈ ગયો: ત્રીજો પ્રહર પણ વીતી ગયો. વીજળીની આશાના તંતુ તૂટું તૂટું થઈ રહ્યા હતા. માતા-પિતા એના દિલનું દુઃખ કળી ન શકે તે માટે એ બહારથી સ્વસ્થ દેખાવા મથતી હતી. પણ એના અંતરમાં હોળી જલી રહી હતી.

એક રાતે એ વિના સમજે કોઈની ધકેલી પતિના શયનખંડમાં ગઈ હતી એ પ્રસંગ એના મનની આંખ આગળ તરવરી રહ્યો. જુદા જુદી અજાણી દુનિયાના બે છેડેથી, એકાએક અને ઓચિંતાં એકઠાં થઈ ગયેલાં બે માનવીસમાં બન્ને સોહાગરાતના શયનખંડની એક

પથારીમાં ભેગાં થઇ ગયાં હતાં: એમને પ્રેમની કંઇ સમજણ નહોતી, એ આત્મા અને પ્રાણનું નહિ, શરીરનું મીલન હતું. વીજળીને આત્મા અને શરીરની વ્યાખ્યા આવડતી નહોતી. માબાપ શોધી ખોળીને જે 'વર' લાવે એની સાથે પરણવાનું: પછી એ વર છે કે અ-વર, એ વરદાન છે કે એમાંથી એકની ખરીદી, તે વિષે કન્યાએ વિચાર કરવાનો નહિ—એટલી બુદ્ધિશક્તિ હોય તો પણ એ વરની પાછળ-પાછળ 'વહુ' બનીને જનારીને વરની બનીને રહેવાનું—વર્તવાનું. શરીરસંબંધની જ કલ્પના, આશા અને ઇચ્છા એમાં પ્રધાનપણે હોય, એટલે આત્મા ઓળખે તે જ વર અને ન ઓળખે તે બધા પર એમાંનું કશું એને સમજવાનું હોતું નથી.

વીજળી પણ સોહાગરાતના એ શરીરી પ્રેમનું અત્યારે સ્મરણ કરી રહી હતી. તે પછી જગતે એની સાથે અબોલા લીધા, એમનો શારીરિક સંબંધ રસવિહીન બની કરમાઇ ગયો એ બધાની યાદના કાંટા એના હૈયામાં ભોંકાવા લાગ્યા. એને પ્રેમ–સ્નેહની ખબર નહોતી. જગત હસતે ચહેરે કે વિના હાસ્યે એની સાથે બોલે, એને તેના શયનખંડની ભાગીદારણ બનાવે તો એના મનના એકે કોડ અધુરા ન રહે. બીજી કશી ઝંખના એને ન હતી. અશ્રુના પિંજરમાં પૂરાએલો એનો આત્મા અત્યારે જગતને ઝંખી રહ્યો હતો, એ ઝંખનાની અંદર એક જ આશા છૂપાઇ રહી હતી: માતા બનવાની.

'પેલી શકરાકાકાની શશી, ચંપા માશીની ચંચળ અને મેના ફોઇની મંગુ મારા જેવડીઓ છે ને? એમને ખોળે છૈયાં રમે છે. એમણે મારો તિરસ્કાર કર્યો ન હોત, એ મને હસીને બોલાવતા હોત તો હું પણ...'

મનમાં પણ માતાપિતાની હાજરીમાં એ કલ્પના આગળ વધાવતાં વીજળી શરમાઇ. છતાં ઇચ્છાઓ એના હૈયાને ધીરે ધીરે વહેંચી રહી હતી.

માતાની આંખ પુત્રીના હૈયાના એ વલોણાને બરાબર પારખી ગઇ. પતિ અને પુત્રીના મૌન નિઃશ્વાસ વચ્ચે એનો આત્મા રોકાઇ રહ્યો હતો. જમાઇ તરફના શંકાભર્યા અવિશ્વાસની મનમાં ઘોળાઇ રહેલી સાચી વાત એ પતિને કે પુત્રીને કહી શકતી નહોતી, તેમ એ બેઉનાં છાનાં છાનાં સીઝાઇ રહેલાં હૈયાંની વેદનાઓ એનાથી જોઇ શકાતી નહોતી.

નેમચંદે પડખું બદલ્યું. એનું મોઢું હવે બારણા તરફ હતું. એ બારણામાં થઇને નેમચંદની દૃષ્ટિ બહાર દોડવા ફાંફાં મારી રહી હતી.

'રતનચંદ કહી ગયા હતા પણ જગતકુમાર આવ્યા નહિ!'

'આવશે.' દિવાળીએ ધડકતે દિલે પતિને આશ્વાસન આપ્યું.

'વહેવાઇની વાત તેં બરાબર સાંભળી હતી? વખતે જગતકુમાર આવવાના નથી એમ કહ્યું હોય ને તે આવવાના છે એમ સાંભળ્યું નાં હોય?'

'આવશે...મેં ને તમે બરાબર સાંભળ્યું છે...'

વીજળી આ વખતે બહાર ઓટલા ઉપર આવી ઊભી રહી હતી. આકાશમાં વાદળાં સાગરમાં તરતી નૌકાઓની માફક તરી રહ્યાં હતાં: સૂરજ તેજકિરણે એમને ગગનથી મઢતો હતો: સામેનાં વૃક્ષો ડાળીઓ નમાવી નમાવી ઠંડો પવન નાખતાં હતાં, પરંતુ વીજળીને એ પવન કાંટાની માફક ભોંકાતો હતો. ફરતાં વાદળમાં પોતાના ફરતા નસીબને જોતી તે શૂન્ય મૌન બનીને ઊભી રહી હતી.

ઇસ્પિતાલના આંગણામાં આવીને શ્વાસ ખાતી મોટરમાંથી બે યુવતીઓ નીકળી, વીજળી એમને જોઇ રહી. 'કેવી નસીબદાર છે!' એ મનને મનાવવા લાગી.

અંદર એની માતા કોઈની સાથે વાત કરતી હતી:

'...હા, હા, એ જ વખતે એ મોટરમાં આવી ગયા.'

'હવે કેમ છે?'

'ઠીક...'

વીજળીએ બહાર ઊભે ઊભે જ અંદર જોયું. સૌન્દર્યની પૂતળી જેવી કો'ક જુવતી એની બા સાથે વાતો કરતી હતી:

'જગત અહીં આવે છે?' એ જુવતિએ પૂછ્યું.

અંદર બેઠેલી દિવાળીને અને બહાર ઊભેલી વીજળીને એક જ સાથે વિચાર થયા: 'આ જગતની દોસ્તદારણ હશે?'

'ના બુન, હજી તો આયા નથી. તમે ઇમને ઓળખો છો?'

'હા, અમે બધાં એક જ કૉલેજમાં ભણીએ છીએ. એક દિવસ અમે એમને મળવા ગયાં ત્યારે આ ડોસા ત્યાં બેઠા હતા...'

'ઇ...મ...!' એ અજાણી છોકરી પોતાના વરને ડોસા કહે તે દિવાળીને ગમ્યું નહિ.

'હું એને કપડાં આપીશ. ચાલો ત્યારે સાહેબજી!' એ બહાર નીકળી.

'છે ને ભાયડા જેવી!...કે'છે શ્યાયબજી! આવીઓ પયણીને ધણીનાં ઘર માંડવાને બદલે વાંઢીઓ રહીને ભાયડાઓ ભેગી ભણતી હોય, પછી ભાયડા એમનામાં લટ્ટુ બની જ જાય ને!...જગતકુમારની એ ભઇબંધ છે એ કે'તાં ય તે જરા શરમાતી નથી...શ્યેરનાં લોક રોયાં લાજ વનાનાં તો ખરાં...ક્યાં આ નરી અવચળા જેવી ને ક્યાં મારી...' એની સરખામણી કરી પેટની જણેલીને ઉતારી પાડતાં જનેતાનો જીવ ચાલ્યો નહિ.

## ધ્રૂજતી પ્રેમજ્યોતિ

અજાણી યુવતિ દિવાળી સાથે વાત કરીને નીકળી ત્યારે વીજળી એની સામે જોઈ રહી હતી. એની પાસે આવી એણે પૂછ્યું: 'તમે ?...આ ડોસાને શું થાઓ ?'

'એ મારા બાપા છે.'

'એમ ! ત્યારે તો તમે એમને જોવા આવ્યાં હશો ?'

વીજળીએ હકારમાં ડોકું હલાવ્યું.

'આવો તો...' એણે વીજળીનો હાથ પકડીને કહ્યું.

ઓટલા તરફ જરા દૂર ગયા પછી એણે પૂછ્યું: 'જગતકુમાર તમારા...'

'ઘરવાળા !' વીજળીને બોલતાં સંકોચ થયો.

'ઓહ્...હો ! મઝાનું. તમારા વર મજાના છે. એ હજી તમને મળવા નથી આવ્યા ?'

'ના.' વીજળી લજ્જાથી વધુ બોલી નહિ.

'તમે શરમાતાં હશો !'

'એવું તો કાંઇ નહિ...'

'ત્યારે એ શરમાતા હશે !'

'ભણેલા માણસ શરમાય ?'

'ત્યારે કેમ આવતા નથી ?'

'પારકા મનની વાત ક્યમ હમજાય ?'

'તમારે માટે જગત પારકા, એનું દિલ પારકું ?'

'અત્યારે તો એવું જ છે...'

'કેમ, એ તમને બોલાવતા નથી ?'

વીજળીની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં.

'શા માટે ?'

'હું ઇમને ગમતી નથી.'

'તમારે એને મળવું છે ?'

'મળવું તો ઘણું ય હોય પણ શું કરીએ બોન ! અમારો મેળાપ થયે બહુ દા'ડા થયા...હું કાંઇ નાંની છું ! વરને મળવાનું મન તો કોનું ન થાય ?...મારા સસરા આંહીં આયા છે. ઇમણે કહ્યું તોયે, મારા માંદા બાપની ખબર જોવા સુદ્ધાં અવાણું નથી ! બચારી મારી બાને કેવું લાગે છે, ને બાપા તો ઘડી ઘડી પૂછે છે.'

પોતે અજાણ્યા સાથે વાતો કરી રહી છે એજ વીજળી ભૂલી ગઇ. એનું મન મૂંઝાઇ રહ્યું હતું, અત્યારે એને મોકળાશ મળી હતી.

'હું જરૂર જગતને લઇ આવીશ. અને નહિ તો એક કામ કરશો ?'

'હો–વે...!'

'તો તમે કાલે મારી સાથે આવશો ? હું તમને તેડવા ગાડી લઇને આવીશ. ત્યાર પછી હું તમારો એઉનો મેળાપ થાય એવી ગોઠવણુ કરીશ.'

'એ તો મારી બાને પૂછ્યા વિના...' વીજળી જમીન તરફ નજર ઢાળી, સાડીનો છેડો આમળી રહી હતી. એ પગનો અંગૂઠો લાદી ઉપર હલાવતી હતી.

'તમારી બાની રજા હું લઈ આપીશ...'

'પણ તમે ?'

'જગત મારો મિત્ર થાય, તમે એની પત્ની એટલે મારાં બેન...તમને કંઈ શંકા આવે છે?'

'ના–રે–ના!' વીજળીએ એમ કહ્યું, છતાં એના દિલમાં તો શંકા ઉછળી રહી હતી. 'આવીઓમાં લોભાય એટલે પછી હું એમને શાની ગમું?'

'ઠીક ત્યારે કાલે હું આવીશ.'

'એટલું કહી યુવતી મોટરમાં બેસી ગઇ: એનાં વ્હીલ કાલચક્રોની માફક ગતિમાન થયાં. સડસડાટ કરતી મોટર ચાલી ગઇ પણ વીજળીના હૈયાનો એ કચરી–છુંદી–ભૂક્કો કરતી ગઈ.

પોતાની તરફ વિના ઓળખાણે માયા બતાવનારી તરફની શંકા અને ગુસ્સો એના હૈયાને ગૂંગળાવી રહ્યાં હતાં. ધવાયેલા હૈયે એ મોટરની પાછળ જોઇ રહી. એના અભણ દિલમાં ભાલાની માફક પેલીની વાતો ભોંકાતી હતી: 'એ મારો મિત્ર છે...તમને કાંઈ શંકા આવે છે!' ઓ બાઇ! મને શંકા નાં આવે? મારા ધણીને તું હાથ તાળી આપી લઈ જતી હોય ને મને તારા તરફ શંકાએ નાં આવે? હું તે કાંઈ ભકતાણી છું? તમે બધી ગૃહસ્થ ઘરની છોડીઓ થઇને આવાં કામાં કરતાં જરાએ શરમાતી નથી? કેવાં કપડાં, કેવાં નખરાં, નાટકમાં વેશ ભજવતી બાયડીઓ! આવી હશે કે પછી પેલી...લોકો વાતો કરે છે એ...! ભાયડા તો ભમરા જેવા, આવાં રમકડાં જોઇને એ રમવા લોભાય...એમાં મરવાનું તો બાયડીને...ઓ બાઈ, તું તારો આગવો ભાયડો શોધી લે ને, મારા ઘરવાળાને શું કામ લઈ જાય છે?'

વીજળી ઓટલા ઉપર જ બેસી પડી. પોતાની આસપાસ યાંત્રિક પૂતળાં દોડી રહ્યાં હતાં, એમાં કોઇને હૃદય નહોતું, બધી

ઝૂલાવળ કુદડી લેતી હતી, એ બધાંની વચ્ચે એણે જગતકુમારને જોયો. પોતાના ખરવાળાને ખૂબસૂરત, હૈયા વિનાની પૂતળીઓ ભેગો જોઈ વીજળી ડરી ગઈ.

'મારી પાસેથી એ હમેશને માટે ઝૂંટવાઇ ગયા' એનું મન કહી રહ્યું હતું. એના હૈયામાં ઝગી રહેલી પ્રેમદીવડીની જ્યોત એ વિચારવાયુના ઝપાટે બૂઝી ગઈ.

'વીજળી !...બેન !' પાછળથી દિવાળીનો અવાજ સંભળાયો.

'આવી, બા...' કહેતી તે ઊઠીને માંદાઓના ઓરડા તરફ ચાલી. *

● બારમા અને તેરમા પ્રકરણમાં વીજળીની માતાનો જ્યાં 'ચંપા' તરીકે ઉલ્લેખ થયો હોય ત્યાં દિવાળી વાંચવું.

**જગત હૉસ્પિતાલમાં** આવ્યો નથી એ વાત સાંજે વહેવાઇની સુવાણ પૂછવા આવેલા રતનચંદે જાણી ત્યારે એને આઘાત થયો.

'આજકાલના ભારે ભણતરનાં કામ જ વિચિતર. બચારા છોકરાઓને ઢગલો થાય એટલી થોકબંધ ચોપડીઓ ગોખવાની, એમાંથી એમને ઓછી નવરાશ મળે...' વહેવાઇ–વહેવાણનું મન મનાવવા માટે રતનચંદે બહાનું રજુ કર્યું.

પરંતુ નેમચંદ કે દિવાળી કોમ એવાં બહાનાંથી હવે છેતરાય તેમ નહોતું રહ્યું.

નેમચંદે સહેજ સ્મિત કરીને કહ્યું: 'રતનચંદ શેઠ, બાપના દિલમાં દીકરાના તો ગુણ જ વસી જાય, પણ આજકાલના છોકરા ઘયડા બાપાઓ માટે એટલુંએ કરતા હોય તો સારૂં સ્તો...!'

'ના, ના, મારો જગત અત્યારના છોકરાઓ જેવો નથી હોં, એ તો કુણ જાણે કાંક બહુ જરૂરનું કાંમ આવ્યું હશે, નકર તો એ આયા વના રે'જ નીં ને...!' નેમચંદના સ્મિત પાછળ છૂપાયલું મન દુઃખ અને એમના શબ્દોમાં રહેલા કટાક્ષને પારખીને રતનચંદે કહ્યું.

વહેવાઇની આછી લાજ કાઢીને ખાટલાની ઇસ પાસે નીચે મોંદે બેઠેલી દિવાળી, સળગેલી દીવાસળીના કકડા કરતાં કરતાં બોલી: 'અમે તો કહીએ છીએ કે એમને હવે બહુ ભણાવવાનું જ રે'વા દો ને! અમે આંહી આયાં છીએ ત્યારનાં સ્યેરના અને મોટાં મોટાં ભણનારાંઓના ઢંગરંગ જોઇએ છીએ ને?'

અંદરનાં ન જોઈ શકે એ રીતે બહાર ઊભી રહેલી વીજળી અંદર થઈ રહેલી વાતો ધ્યાનપૂર્વક સાંભળી રહી હતી.

રતનચંદે દિવાળીની વાતનો સીધો જવાબ આપવાને બદલે જરા હસવાનો દેખાવ કરીને કહ્યું: 'આજે નેમચંદ શેઠને ઠીક સુવાંણુ દેખાય છે. તમે કહો તો વીજળીને દેવદર્શન કરવા સાંજના લઈ જાઉં.'

'ભલે...' નેમચંદે કહ્યું.

દિવાળીને એનો જરાયે આનંદ નહોતો. જો જમાઈ જાતે આવીને વીજળીને હરવા ફરવા સાથે લઈ ગયો હોત તો એ બહાલસોઈ માતાના હૈયે આનંદનો ઉમળકો ચડત.

દિવાળીના મૌનનો અર્થ રતનચંદ સમજી ગયો હતો. બહારથી એ પુત્રનું સારું દેખાય એ માટે દલીલો કરતો હતો, પણ દિલની અંદર તો એને પણ દીકરાના આ પ્રકારના કઠોર વર્તન માટે ખૂબ લાગી આવ્યું હતું. એણે બહાર બોલી બતાવ્યું નહિ, પણ મન સાથે નિર્ધાર કરી નાખ્યો કે, આજે તો જગતના છાત્રાલયમાં જઈ એને સાથે જ ઇસ્પિતાલમાં લઈ આવવો.

'કંઈ લાવવા કરવાનું છે?'

'હાલ તો કશું ય લાવવાનું નથી.'

એવી ઔપચારિક વાતો કરી રતનચંદ ઊઠયો. ત્યારે હૉસ્ટેલમાં જવું કે સીધા કૉલેજમાં જઈ જગતને શોધી લાવવો એ વિચારોની અથડામણની આખર ગડી બેઠી નહોતી.

વીજળીને શહેરમાં જોવા જેવાં સ્થળો જવાનું ઘણું મન હતું. નેમચંદને હવે લગભગ આરામ થઈ ગયો હતો. એને ઇસ્પિતાલમાંથી રજા મળે કે સીધા ગામ જવાનું હતું, એટલે થોડુંક હરીફરી લેવાય

એવી એની ઇચ્છા હતી. મનમાં તો એણે કંઈ કંઈ મિનારાઓ ચણ્યા હતા: 'એ આવે, ઇશારત કરી, કોઇ ન જાણે એ રીતે એક કોર બોલાવી મને કહે, 'આપણે ગાડીમાં બેસીને બધે ફરી આવીએ, અને...' પેલું શું, બળ્યું? લોકો શ્યેરમાં આવીને જુએ છે ને, પડદા ઉપર પૂતળાં બોલે એજ સ્તો, હા, હા, યાદ આવ્યું; સિનેમા. એ કહે 'અને આપણે સિનેમા જોવા જઇએ.' મને મન તો ઘણુંએ હોય, પણ કોઈ દા'ડો નહિ ને એકાએક, એકલાં એમની સાથે જતાં શરમ નાં આવે? હું એમને કહું: '...પણ, મારા બાપા ને બા છે...તે!' પછી એ ધીમે રહીને આમતેમ જોઈ મને ગાલ ઉપર જરા ટપલી મારીને કહે: 'ઇમાં એટલી શરમાય છે શાની? ઇમણે તો મારી સાથે તને પયણાવી છે...' અને પછી એ આંખની ઈશારત કરે...એવી તો એ ઇશારત હોય કે એ હૈયા સોંસરવી ઊતરી જાય, મારા દિલને એ વખતે શું નું શું થઈ જાય, કાંઇ હમજાય નહિ, પણ જાણે એ વખતે...'

પરંતુ વીજળીની આશા અધૂરી જ રહી ગઇ.

સસરાની વાતો સાંભળી આજે વળી એની અપૂરી આશાઓ સળવળી ઊઠી. એણે મનોમન માની લીધું કે: 'આજે તો ઇમનો આયા વના છૂટકારો જ નહિ થાય!' એના મનને ગલગલિયાં થયાં. ત્યાં વળી નવા વિચારે ડોકિયું કર્યું: 'પણ પેલી કાલવાળી બોલાવવા આવશે તો?...એ બોતડી કહી ગઈ છે એટલે આયા વના તો રે'શે નહિ. આ તો શ્યેરની છોડીઓ. ઇમને ઓછી કાંઇ લાજ શરમ છે! ...પણ એવી અજાણી છોડી હાથે બહાર જવાની બા રજા જ નાં આપે ને! એ તો બાને ય ફોસલાવીને બેગાડી દે ઈમાંનું ધરાગ લાગે છે! ના રે, મારે તે ઈની હાથે શીદ જવું પડે?...એ વળી ઇમની ગોઠવણ થઈ નેકળી છે. મારો ને ઇમનો મેળાપ કરાવી આપવાને

બદલે મને જ એવી એ ક્યાંક મૂકી આવે તો ! આ તો શ્યેરની લડધીઓ, ઇમનો વિશ્વાસ શ્યે આવે ?' એ ભયની કલ્પનાથી વીજળી ધ્રૂજી ગઇ.

નવી રચાયલી શમણાંની સૃષ્ટિ એની આંખ આગળથી એકાએક સંકેલાવા લાગી. એનાથી કોઈ પણ જાતના નિર્ણય ઉપર આવી શકાયું નહિ. આખરી નિર્ણય કરી શકાય એટલી સ્વસ્થ એના મનની સ્થિતિ જ નહોતી. મનની સ્વસ્થતા હોત, તો પણ બેઉ બાજુની પરાધીનતાથી પરવશ એનાથી પોતાનો નિર્ણય અમલમાં મૂકી શકાય તેમ નહોતું. એની ઇચ્છા હોય છતાં એની બા ના પાડે તો એનાથી અજાણી યુવતી સાથે એકલાં ન જ જવાય. એની બા વખતે મોકલવાની હા પાડે, તો પણ રતનચંદ સાથે મોકલવાની નેમચંદે સંમતિ આપ્યા પછી દિવાળીની પરવાનગી ગૌણ બની જાય.

તેમ છતાં વીજળીનું વિચાર ચક્રમણે ચડેલું ચિત્ત હેઠું બેઠું નહિ. 'પેલીની હાથે જઉં તો જોવાનું મળે હોં ! એવીએ કે'તી'તી કે, એ 'ઇમની' ભોઠયણ છે, તો ઇમનાં ગોઠીપણાં કેવાં'ક છે, એ તો જાણી શકાય !'

વીજળીના દિલની આ ધડભાંગ ચાલુ જ રહી.

રતનચંદ ગયો ત્યારે એના દિલને હજારો વીંછી ડંખી રહ્યા હતા. નેમચંદ અને દિવાળીનાં હૈયાં અંદરોઅંદર ભડભડી રહ્યાં હતાં, પરંતુ વીજળી પાસેને પાસે હોય એટલે તેમનાથી એકબીજાની આગળ દિલના ઊભરા ઠાલવીને હૈયાની બળતરા ઓછી કરી શકાતી નહોતી. તેઓ મનમાં જ સમસમીને રહેતાં.

રતનચંદે જેમ તેમ કરીને ત્રીજો પ્રહર કાઢી નાખ્યો. ત્રણ વાગ્યાના ડંકા શહેરના ઘંટાઘરમાં સંભળાયા એ વખતે તો એમણે

છાત્રાલયના આંગણામાં પગલાં મૂકયાં. મોટા આંગણાના ઝાંપામાં પ્રવેશતાં એનું હૈયું ફડફડી ઊઠયું: એના શરીરે અકલ્પ્ય ભયની કંપારી અનુભવી. પુત્રને મળવા જતાં પિતાને ડર લાગ્યો!

'વખત છે ને એ સાફસાફ ના સંભળાવી દેશે તો?...એ આવ્યો જ નહિ હોય તો,...આવ્યો હોય અને વાત કરવાની જ ના પાડે તો?' આવા અનંત 'તો'ના પ્રશ્નોની પરંપરા, પચાસ-સો ડગલાં ચાલતાં એના માથામાં ચક્કર ચક્કર ફરવા લાગી.

હોસ્ટેલની એક જ ઘાટની સંખ્યાબંધ ઓરડીઓમાંથી પોતાના દીકરાની ઓરડી શોધી કાઢવી એ રતનચંદ માટે વિકટ કામ થઈ પડ્યું. અત્યારની એની વિકળ મનોદશાને લીધે જગતની ઓરડીના નંબરનું એને વિસ્મરણ થઈ ગયું હતું. ઓરડીઓ ઉપર કયાંક કયાંક ચાકથી નામ લખેલાં હતાં. પણ અંગ્રેજી ભાષા સાથે એને જરા જેટલો યે પરિચય નહિ તેથી એ મૂંઝાયો. છેવટે બે ચાર ઠેકાણે પૂછાપૂછ કરી મહાપ્રયાસે એણે જગતવાળી ઓરડી શોધી કાઢી. ત્યારે જગત દેખાયો નહિ! બે ચાર છોકરાઓને પૂછતાં 'અમને ખબર નથી' એવા શુષ્ક, રૂક્ષ, બેદરકારી ભર્યા જવાબ મળ્યા. સહુ પોત-પોતાના તાનમાં મસ્તાન હતું. નિરાશ થયેલો રતનચંદ, જગતની રાહ જોવા માટે રોકાઉં કે જાઉં? એ દ્વિધામાં પડી ગયો. કોઇ એને પૂછતું નહોતું કે: 'તમે કોણ છો? કયાંથી આવો છો? જગતના શું થાઓ? તમારે પાણી પીવું છે?' એટલે રોકાવું હોય તો પણ બેસવું કયાં? એ નવી સમસ્યા ખડી થઈ. મકાનના ઓટલા ઉપર કે ઝાંપા પાસે ઝાડ નીચે બેસવાનો એણે ખૂબ મનસૂબો કર્યો. પણ 'જો બીજી બાજુથી અવાતું જવાતું હોય અને એ આવીને પરભાર્યો જ ચાલ્યો જાય તો?' એ વિચાર થતાં એના મનમાં નવી ગૂંચ ઊભી થઈ. હતાશ બની એ નીચે જવાની તૈયારી કરતો હતો, તેટલામાં

એક વિદ્યાર્થીને સામેથી આવતો જોઇ એણે પૂછ્યું: 'ભૈ, જગતકુમાર ક્યારે સારા આવશે?'

વિદ્યાર્થી ચહેરા પરથી જ સજ્જન લાગતો હતો. એણે ખાદીનો લેંઘો ને ટેનિસ પહેર્યાં હતાં, નાટકી ઢબની ટાપટીપ એનામાં નહોતી, એટલે જ રતનચંદે પૂછવાની હિંમત કરી.

'કાકા, એ તો પા કલાક પહેલાં જ ગયો.' વિદ્યાર્થીએ વિવેકથી કહ્યું.

'હવે ક્યારે આવશે?'

'એ તો કેમ કહેવાય, કાકા! આવે તો વહેલો ય આવે, નહિ તો ગમે ત્યારે. આ તો કૉલેજના વિદ્યાર્થીઓ! આપને એનું કામ છે?'

'હા ભૈ, કાંમ તો ઘણું યે છે, પણ મળ્યો નહિ એટલે શું કરવું?'

'આપ એના સગા થતા હશો?'

'હા, ભૈ!' રતનચંદથી નિસાસો મૂકી દેવાયો. એ મનમાં બોલી રહ્યો હતો: 'હું એનો બાપો મૂઓ છું!'

'બહારગામથી આવતા લાગો છો. આવોને અહીં મારી રૂમ પાસે જ છે. પાણી પીને લગાર વિસામો લ્યો. તમારે કંઇ કહેવાનું હોય તો મને કહી જાઓ તો એ આવશે ત્યારે એને હું કહીશ.'

'પાંણી બાણી તો કાંઈ પીવું નથી...'

'ત્યારે કંઇ કહેવું—આપવું હોય તો?...'

'ના ભૈ, માત્ર એટલું કે'જે કે તારો બાપો આયો'તો, પણ તું તો મળ્યો નહિ. બને તો કાલને કાલ હૉસ્પતાલમાં આવી જજે.'

'જરૂર, કહીશ, કાકા!'

રતનચંદે મન સાથે ગોઠવી રાખેલી આશાની તમામ ઇમારતો તૂટી પડી! ઈંટ માટીની ઈમારત તૂટે ત્યારે ધૂળ કચરાથી માનવીની આંખો ભરી દે છે: પણ આશાની ઈમારત તૂટી પડે ત્યારે માનવીની આંખમાં અંધારાં ફરી વળે છે: એ જે ધરતી ઊપર ઊભો હોય તે પાયામાંથી છેક શેષનાગના માથા સુધી કંપવા લાગે છે! રતનચંદની એવી દશા થઇ. દીકરાને 'સ્ટેર'માં ભણવા મોકલવા માટે એને પહેલી વખત પસ્તાવો થયો.

'આવું આ ભણતર! જે ભણવાથી છોકરાઓ સગાંનું સગપણ ભૂલે, બાપને ખોટા દિલાસા દઈ એનો છળ કરે, એ ભણતર માનવીને 'જાટલીમન' બનાવી શકે ખરું?...આ બધા અહીં જે જોયા એમનામાં જરા માણસાઈ પણ નાં દેખાણી...હા, એક હરિનો લાલ નેકળ્યો ખરો. પણ એ મ્યાત્મા ગાંધીનો પરતાપ. ખાદી પ્હેરનારા બીજા કરતાં સારા ખરા. બાકી તો બધા જોઇ લીધા. અજાણ્યા માનવી સાથે વાત કરવા જેટલો વિવેક સુદ્ધાં એમનામાં ન મળે!...વેવાઈ, વેવાંણને શું મોંઢું બતાવીશ! મનમાં તો ધાર્યું"તું કે બજગાને લઇને જઇશ અને એની સાથે વહુને શહેર બતાવવા નીકળીશ...આ તો મારૂં નાક કપાવવા જેવું જ થયું ને? હું એમની આગળ જૂઠો ઠરીશ અને છોકરો બાપનું લેણું રાખતો નથી એવું એમને લાગશે...બચારાં જીવને આભલા જેવડું માઠું લાગશે અને એમના મનમાંની શંકા વધી પડશે એ જુદું!'

કોઇએ તલ્વારનો ઝટકો માર્યો હોત તો પણ રતનચંદને થઇ રહી હતી એટલી વેદના ન થાત, એવી એના નિરાશ મનની દશા થઇ ગઇ.

એને ચક્કર આવી ગયાં. જેમ તેમ કરી જાત સંભાળીને એ ડગલાં ભરતો હતો. છતાં એના હૈયા ઉપરનો ચિંતાનો બોજો એને ચાલવામાં અડચણ કરી રહ્યો હતો.

'હું એમને કહીશ શું?' એ પ્રશ્ન એના માથામાં ઘૂમરીઓ લઈ રહ્યો હતો. એનો જવાબ એને જડતો નહોતો.

માલતી અને મલ્લિકાએ આજે જગત સાથે સિનેમા જોવા જવાની ગોઠવણ કરી હતી. પરંતુ માલતીએ વીજળીને મળી એને પોતાની સાથે બારોબાર સિનેમામાં લઈ જઈ જગતને ચમકાવી મૂકવાની જે યોજના ઘડી હતી તે તો એણે મલ્લિકાને સુદ્ધાં જણાવી નહોતી.

મલ્લિકાના દિલમાં જગત તરફ સુંવાળા ભાવ જાગ્યા હતા પરંતુ જગત માલતીનો મિત્ર હતો એટલે મલ્લિકા સાથે લટકની સલામ પૂરતો જ નાતો રાખતો. મલ્લિકાના દિલને એ વાત ખટકતી હતી. તે માલતીને પોતાની હરીફ જ નહિ પણ જગતની મૈત્રી વચ્ચેની આડખીલી માનતી. એ જ માલતી, જાતે જ જગત સાથેની એની નિકટતા ઘનિષ્ટ બને એ પરિસ્થિતિ પોતાને સારૂ ઉપસ્થિત કરી રહી હતી તે મલ્લિકાને સાનુકૂળ થઈ પડ્યું હતું. એમ કરવામાં માલતીની કોઈ યુક્તિ હતી કે કૉલેજનાં વિદ્યાર્થીઓ અને ખાસ કરીને વિદ્યાર્થી-નીઓ જગત તરફની એની સદ્‌ભાવ ભરી માનવૃત્તિનો જે અર્થ ઘટાવતાં હતાં તેમાં કશું જ તથ્ય નહોતું એ જાણવા વિચારવાની તસ્દી મલ્લિકા લેવા માગતી નહોતી. તેમ માલતી સાથે જગતના સંપર્કમાં આવવાથી એમની મૈત્રીનો પ્રકાર તેમ પ્રમાણ પારખી કાઢવાની તક મળશે એવી કલ્પના પણ એણે કરી નહોતી.

એટલે સવારે એ બેઉ મળ્યાં અને માલતીએ જગતની પત્નીને ઓચિંતી જ છબીઘરમાં લઈ આવી જગતને ચમકાવી દેવાની પોતાની રચેલી પ્રયુક્તિની જ્યારે મલ્લિકાને વાત કરી ત્યારે તે તો દિંગ્મૂઢ જ બની ગઈ!

'માલતી !' એણે જરા ગંભીર બનીને કહ્યું: 'એથી જગતને કેવું લાગશે ?'

'મલ્લિકા,' માલતી પણ ગંભીર ભાવ ધારણ કરીને જ બોલી: 'તો એની પરણેતર પત્નીને તેથી કેવું લાગશે ? એનો વિચાર પણ સાથે સાથે કેમ નથી કરતી ?'

'આ તે જગતની મિત્ર છે કે શત્રુ !' મલ્લિકા પોતાના મનને પૂછી રહી હતી.

'આપણે જગતને ઓળખીએ છીએ, એ આપણો મિત્ર છે...'

'તો તો મિત્ર તરીકે પણ આપણું એ કર્તવ્ય છે કે એને એની પત્ની મળી શકે એવી તક આપણે આપીએ...'

'એના મનોભાવ જાણ્યા સિવાય ?'

'એમાં જાણવાની શી જરુર છે, મલ્લિકા ! એ બેઉ લગ્ન સંબંધથી જોડાયલાં છે: એમના લગ્ન પછી એ મળેલાં છે; છતાં જગત સાસુ–સસરાની હાજરીમાં પત્નીને મળવા જતાં શરમાય છે; એટલે એની લાજ શરમની મર્યાદા કાયમ રહે અને પતિ–પત્ની સાથે મળી–બેસી સિનેમા જોઇ શકે, એ તો સામા પક્ષનો મનવાંચ્છયો મિત્રધર્મ આપણે તો બજાવવાનો છે...'

'...એ ખ–રૂં..., પણ તેથી જગતને...'

'મલ્લિકા, જગત આપણો મિત્ર છે, એ વાત તું ભૂલી જ જાય છે.'

'ના, ભૂલી જતી નથી. એ મિત્ર છે માટે જ હું એની લાગણીઓનો વિચાર કરવાનું કહું છું.'

'મલ્લિકા, એ મિત્ર છે; છતાં પુરુષ છે જ્યારે એની પત્ની સ્ત્રી છે. એ સ્ત્રી છે એટલા જ કારણે નહિ, પણ એ મિત્રપત્ની છે એ માટે આપણે બેઉની સંયુક્ત લાગણીઓનો વિચાર કરવો જોઇએ.'

'એ અહીં છે, તને એ ખબર ક્યાંથી મળી, તું એને મળી શા રીતે?'

'એ બધું તને હું વિગતવાર કહીશ...'

'એની પત્ની અહીં છે એ જગતે આપણને કહ્યું પણ નહિ!'

'માટે મેં પણ એવું ઠરાવ્યું છે કે, એની પત્ની અહીં છે અને આપણને તે મળી છે, તેમ મારી સાથે એ સિનેમા જોવા આવવાની છે એ કશું આપણે પણ એને કહેવું નહિ. આપણે તો એ પરણેલો છે એની માહિતી જ ધરાવતાં નથી એ જ રીતે વર્તવાનું છે.'

'આપણે એને પરણ્યા–કુંવારાનું કદી પૂછ્યું નથી...'

'એટલે આપણે તટસ્થ છીએ...'

'છતાં માલતી, મને એમ થાય છે કે કોઈની અંગત બાબતમાં ઉતરવું એ ઠીક નહિ. એથી જગત નારાજ થશે...'

'આમાં નારાજ થવા જેવું છે જ શું? મલ્લિકા, તું આવડી બધી શંકાશીલ શા માટે બને છે? આમાં જગતને આપણે કોઈ ખરાબ કામમાં ફસાવતાં નથી કે ખાડામાં ઉતારતાં નથી. આ તો ઉલટું વિયોગી અને વિરહી દંપતીને ગમે એવું સખીકૃત્ય છે. દુષ્યંત અને શકુંતલા વચ્ચે મિલનની અનુકૂળતા કરનારી શકુંતલાની સખીઓ તરફ શું એમનામાંથી કોઈ નારાજ થયું હતું? પોતાની પત્નીને સન્દેશો પહોંચાડવા મેઘ તૈયાર થાય તે પહેલાં ગાંધર્વ-નગરીના યક્ષે તેનો આભાર માન્યો હતો, તો પછી આપણું કાર્ય તો એનાથી ચડિયાતું છે. તે ઉપરાંત એક બીજું પણ દૃષ્ટિબિંદુ છે: જગતની પત્ની સ્ત્રી છે, આપણે પણ સ્ત્રીઓ છીએ. એ બિચારી ગામડાની હોય, નિરક્ષર હોય, ખૂબસૂરત ન હોય અથવા પહેલી વખત શહેરમાં આવવાને કારણે શરમાતી હોય; એ વિચાર કરીને શિક્ષિત સ્ત્રીઓ તરીકે એને મદદ કરવી એ પણ આપણી ફરજ છે...'

માલતી આ દલીલબાજી ચલાવી રહી હતી ત્યારે મલ્લિકા તે બધું સાંભળવાને બદલે એના હૃદયના ભાવ સમજવા મથતી મનમાં ને મનમાં વિચારી રહી હતી: 'આ બધી નિખાલસતાની ઢાલ પાછળ જગતને નમાવવાનો, ડરાવવાનો, દબાવવાનો કે કોઈ અંગત, છૂપા, જૂના અપમાનનો બદલો લેવાની યુક્તિ તો કામ કરતી નથી ને?...કે પછી મારું પાણી માપી લેવા માટેની આ કોઈ બાજી એ બિછાવી રહી છે?' છેલ્લા વિચારથી એ ધ્રૂજી ગઈ: એણે જગતની તરફદારીનો વિચાર માંડી વાળી, જીભને ટેરવે આવીને બેસી ગયેલી દલીલોને એ ગળી ગઈ!

'...બોલ, મલ્લિકા, તારી શી સલાહ છે?' માલતીએ છેવટના નિર્ણયનો બોજો એની ઉપર મૂક્યો.

મલ્લિકાની શંકાને એથી બળ મળ્યું. 'જરુર, આ મારા મનને જ માપવા માગે છે.' એટલે તેણે જરા વિચાર કરીને કહ્યું: 'માલતી! જગતને જેટલો તું ઓળખે તેટલો હું ઓળખી શકું નહિ, એટલે તને જે કરવું વાજબી લાગે તે સાચું!'

નવા યુગની એ યુવતીઓ અત્યારે એક યુવાન માટેની સ્પર્ધામાં સામસામી થઈને ઊભી હતી. આવી છૂપી સ્પર્ધામાં ઉતરેલી સ્ત્રીઓ ત્રીજા માનવીને વાતનો વિષય બનાવી એકબીજાનાં અંતરતલમાં છૂપાયેલો ભાવ શોધવા મથે છે. એ ત્રીજા માનવીને માટે એકસરખો અણગમો અભિપ્રાય પડે એનો અર્થ વાત કરનાર પરસ્પરને મળતાં થાય એવો હોય છે. પરંતુ જગતની બાબતમાં માલતી અને મલ્કિાના મનમાં રહેલા વિચારોનો એક જ પ્રકારનો પડઘો સંભળાયો નહિ.

એ સ્થિતિમાં તેઓ છૂટાં પડ્યાં.

## ૧૫ મોટા ઘરની શેઠાણી

**પરંતુ દિવાળીએ** બીજે દિવસે સવારથી શહેરમાં રહેતા પોતાના એક પિયરના સગાને ત્યાં વીજળીને મોકલી દઈને રતનચંદની અને માલતીની યોજનાઓને ઊંધી વાળી દીધી.

વીજળીને પોતાની સાથે ફેરવી શકાશે નહિ અને જગત પોતાનું કહેવું માનીને નેમચંદના સુવાણ પૂછવા આવશે નહિ એ વિચારોની અથડામણમાં રતનચંદને નવી જ મૂંઝવણ ઊભી થઈ હતી. છતાં આગલે દિવસે કહેલું એટલે ઇસ્પિતાલમાં જઈ, વીજળીને ફેરવવા લઈ જવાનું કહ્યા વિના ય ચાલે તેમ નહોતું.

એટલે ત્યાં ગયા પછી વીજળીના સગાને ત્યાં જવાના સમાચાર જાણવાથી રતનચંદ માનસિક દ્વિધામાંથી મુક્ત થયો. છતાં એણે પોતાનો વટ રાખવા માટે વેવાણને કહ્યું :

'આજે જ તમે વીજુને બહાર મોકલી તે સારું ના કર્યું. અહીં આવી હતી ત્યારે મને થયું કે એને શહેરમાં જોવા જેવું બતાવી આવું...'

'પણ એના મામાનો બહુ આગ્રહ હતો...' નેમચંદે રતનચંદનું મન મનાવવા બચાવ રજૂ કર્યો.

'એક દા'ડા પછી એમને ત્યાં મોકલાવી હોત તો ? મારે કાલે તો પાછા જવાનું છે...'

'તે વેવાઈ, એટલું બધું તમને લાગતું હોય, તો તો મારી વીજળીને મારાથી તમારી હારે ફરવા નાં મોકલાય લ્યો, એને ફેરવવા

લઈ જવી હોય તો તમારો દીકરો લઈ જાય. પણ ઇમણે તો આંણી મોર્યા લમણો ય વાળ્યો નથી. તમે ઇમને લઈને આવવાના હતા તે ય લાયા હશો ને! શેઠ, હું તો બળતી બોલું છું. મારી એકની એક છોડીનું ભગ...વાં...ન...જાંણે શું થશે...?

દિવાળીની આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. રતનચંદ એ જોઈને ઢીલો થઈ ગયો, નહિ જમનારને એવડું આમંત્રણ કરવાનો દેખાવ કરતાં એની જ દશા છછુંદરને ગળવાનો પ્રયાસ કરનારા સાપ જેવી થઇ પડી. નેમચંદ પણ ગંભીર બની ગયો. વાતાવરણ ગમગીન બની ગયું.

રતનચંદ કંઇ બોલી શક્યો નહિ.

પણ નેમચંદે કહ્યું: 'હવે જરા શાંત થા...'

'શાંત તો હવે લાકડાંમાં થઇશ ત્યારે.' દિવાળીએ સાલ્લાના છેડે આંખો લુછી, નાક સાફ કરતાં કહ્યું: 'હું તો આંહી આવી છું ત્યારના આ શ્હેરના ચેનચાળા જોઇને જ બળી ઊઠી છું. મારી વીજળીને કો'ક ગામડાના કોથળો કરી ખાતા છોકરા સાથે પયણાવી હોત તો સારૂં પણ...'

'હવે તું રહેવા દ-ઈ-શ!' નેમચંદ બોલી ઊઠ્યો.

'શા માટે? હું મા છું. વીજળીને નવ મહિના પેટમાં વેંઢાળી અને તે પછી કેટકેટલાં દખ વેઠીને ઉછેરીને આવડી મોટી કરી. એનું દખ જોઈ મને શું શું થતું હશે?'

'રતનચંદની દશા નિર્દોષ અપરાધી સમી થઈ પડી. આ બાબતમાં એનાથી એક અક્ષરે બોલી શકાય એવું જગતે રહેવા દીધું નહોતું, એ વાતની સભાન સમજ એની જીભને પકડી રહી હતી. છતાં મૌનનો અનર્થ થશે એમ માનીને ન છૂટકે એણે વેવાણને આશ્વાસન

આપવા કહ્યું : ' ભગવાન બધાંય હારાં વાનાં કરશે. તમે આમ શીદ ચિંતા કરો છો ? '

દિવાળીને હવે તક મળી ગઈ. એ ગર્જી ઊઠી : ' વેવાઇ ! તમે જ બધું બગાડવા બેઠા છો. અમારા નસીબે આ બધા હલાડા શું કામ હોય ? 'એ' જમાઇને મનાવવા આયા ત્યારે મોટરની હડફેટમાં આવી ગયા ને ?...શેઠ, હજી તમારા છોકરાને કલાવી પટાવીને ઘેર લઈ જાઓ, બાકી તો આ સ્વેરની ઉઘાડે માથે ફરનારીઓ વીજળીનું ઘર થવા નહિ દે ! '

' તું નાહકની શીદ રૂએ છે ને રતળે છે ? ' નેમચંદ દિવાળીને સમજાવવા લાગ્યો. ' હવે તો ભગવાને ધારી હશે તે થશે. મારે તો વીજળી દીકરીના પા'ડની છે...'

' એ જો પેટે સમાણી તો પછી તપેલીએ નહિ સમાય ? પણ કોઈના નહિ ને મારી જ વીજળીના નસીબમાં આ બધું લખાયું...!'

કહેતાં કહેતાં દિવાળી રડી પડી.

આ બધું જોઇ રતનચંદને જગત ઉપર ખૂબ રીસ ચડી. ' આ છોકરાનો તુચ્છકાર કરું કે શું કરું ? ' એવી ઘડભાંગ એના મનમાં થઇ રહી. એટલે છેવટે ત્યાંથી છૂટવા એ વેવાઇ–વેવાણને આશ્વાસન આપીને ગયો.

પણ વીજળી ન મળી એથી માલતી ખરેખર નિરાશ થઇ. એણે દિવાળીને વીજળી વિષે પૂછ્યું ત્યારે શહેર અને ગામડાની શિક્ષિત અને નિરક્ષર સ્ત્રીઓની વચ્ચે પથરાઈ વળેલા અંતરનો અખાત અદૃશ્ય થઇ ગયો. એક સ્ત્રી અહીં બીજી સ્ત્રીને મળતી હતી : ગંગાને જમના મળે તેમ.

માલતી ને દિવાળીએ વીજળીના દુઃખની વાત કરવા માંડી ત્યારે એ બેઉ જુગજુગનાં ચિર પરિચિત હોય એવી પરિસ્થિતિ આપોઆપ નિર્માણ થઇ ગઇ.

# મોટા ઘરની શેઠાણી

દિવાળીની અંદરનું માતૃત્વ બોલતું હતું: 'આ શ્યેરમાં તો જાણે જવાન બાયડીઓ ભાયડાઓની લૂંટ ચલાવતી હોય એવું દેખાય છે બુન! ગૃહસ્થકુળની કન્યાઓ નાટકિયાની માફક ટાપટીપ કરીને સહુનું ધ્યાન ખેંચે છે. માલતી બુન! એમાં બચારી મારી વીજળી જેવી પયણેલીઓ માટે દખ ઊભાં થાય છે ને! તમારાં જેવાં ને જેવાં અમારા જમઈ જેવાઓ હાથે ભૈબંધી બાંધે, એ બધું મારી એકની એક લાડકવૈ દીકરીના સુખનો ભોગ લેવા જ ને? બુન! હમે તો ગામડાંનાં એટલે ગમાર! પણ એટલું ભૂલશો નહિ કે એક અસ્તરી થૈને બીજી અસ્તરીના નેહાકા લે એ કદી સુખી થાય નહિ. આમાં તો અસ્તરીઓનો મરો ને ભાયડાઓને લાભ! નર તો ભમ્મર જેવા...'

દિવાળીની આંખોમાંથી આંસુ તો દદડતાં જ હતાં. તે જોઈ માલતીના દિલને શ્રાગું જ લાગી આવ્યું. એણે તેને આશ્વાસન આપવા માંડ્યું: 'દિવાળીબહેન, તમારી વાત સોએ સો ટકા સાચી છે. એમાં અમારા જેવી શિક્ષિત યુવતીઓનો દોષ તેમ જવાબદારી બન્ને છે તે પણ હું કબૂલ કરું છું. આ હરીફાઈની સાઠમારીમાં પુરુષ જીતે છે, બધી જ રીતે હાર તો સ્ત્રીની જ થાય છે, તમારી એ વાત પણ ખરી છે. અલબત્ત જગત મારો સહાધ્યાયી અને મિત્ર છે, છતાં હું તમને ખાત્રી આપું છું કે અમારી દોસ્તી અણિશુદ્ધ નિખાલસ છે. એ પરણેલો છે એની તો મને એક દિવસ આકસ્મિક સંજોગમાં જ ખબર પડી. વીજળીબહેનના બાપુજી એને મળવા ગયેલા તે પરથી. ત્યારથી તો મેં નક્કી કર્યું હતું કે જગતને સાવચેત કરવો. એવામાં આકસ્મિક રીતે જ અહીં વીજળીબહેન સાથે મારો ભેટો થઈ ગયો. તે દિવસથી તો મેં નક્કી જ કર્યું છે કે એ બે વરવહુ વચ્ચે મેળ બંધાવી આપું તો જ હું ખરી અને મારું શિક્ષણ પણ ખરું...'

'બુન ! જો એટલું કરી આપો તો તમારા જેવો ભગવાંને નહિ. તમારી હું જનમોજનમની દાસી...'

'...અરે, અરે ! દિવાળીબહેન !' માલતીએ દિવાળીના મોં પર હાથ દાબી એને આગળ બોલતાં અટકાવી, 'આવું શું બોલતાં હશો ? તમે તો મારાં બા જેવાં ...'

'બુન, પરભવનાં પાપને લીધે જ ભગવાંન અસ્તરીનો અવતાર આલતો હશે...'

'એવું કશું નહિ, દિવાળીબહેન ! સ્ત્રી ને પુરુષ બધાં જ આખરે તો માનવી જ છે ને. માનવીમાત્ર સરખાં, નહિ કોઈ ઊંચું ને નહિ કોઈ નીચું. આપણે હાથે કરીને આપણી કિંમત ઘટાડીએ એ આપણી ભૂલ. સ્ત્રીઓ ન હોત તો પછી દુનિયામાં પુરુષો ક્યાંથી હોત...'

'પણ બુન ! ભાયડાની જાતને કંઈ દખ છે ? દખ માતર અસ્તરીને છે. આ મારી વીજળીના જીવને કેટલી વેદનાઓ કોરી રહી છે, પણ છે જમઈને એમાંનું કશું ગે ? કેમ કે એ રહી ભાયડાની જાત્ય !'

'પુરુષોની એવી આપખુદ સરમુખત્યારીના દિવસો હવે આથમી ગયા છે. દિવાળીબહેન, સ્ત્રીઓ મોટા માને ત્યાં સુધી જ પુરુષ અક્કડ થઈને રહે છે: આપણે એને જે દિવસે નાથ, માલિક, પૂજ્ય માનવાનું બંધ કરીશું તે દિવસથી જ પુરુષનું સ્થાન ધૂળમાં ગબડી પડવાનું છે. વાત ખરી છે કે હજુ સંક્રાંતિકાળ છે, અને શિક્ષિત સ્ત્રીઓ પણ પોતાને સમજી શકતી ન હોવાથી, પુરુષોના મોહમાં અંજાય છે. બાકી પુરુષ એટલે સ્ત્રીના હાથમાં તો માટીનો લોંદો ! એને આપણે જેવો ઘાટ આપવા ઇચ્છીએ તેવો આપી શકીએ. સ્ત્રી અને પુરુષની તુલનાત્મક સરખામણીમાં પુરુષ અડવડિયાં ખાતું વ્યાકુળ ચિત્તનું, જેને સારૂ કંઈ આશા ન રાખી શકાય એવું પ્રાણી જ છે...' માલતી ઝનૂનમાં આવીને બોલતી હતી.

'માલતી બ્હેન! તમારી વાતોમાં મને કાંઈ હમજણ પડતી નથી. પણ એટલું લાગે છે કે તમે આંહીની નવતર અવચળાઓમાં જુદાં પડો છો. મારે તો જો એક મારી વીજળીનો સંસાર સુધરે, ને જગતકુમાર એને હસીને બોલાવે એટલે બીજું કશું યે નાં હમજાય તો યે કાંઇ નહિ. તમે એટલું કરી આપો!' એમ કહેતામાં દિવાળીએ માલતીના પગ પકડી, એની ઉપર પોતાનું માથું મૂક્યું.

માલતીએ ઝટઝટ એના મસ્તકને પોતાના બેઉ હાથોમાં ઝીલી લીધું. 'દિવાળીબ્હેન! તમે આમ ન કરો.'

'બ્હેન, કર્યું થતું નથી. મારા કાળજામાં શું થાય છે એ હું તમને કેમ કરીને બતાવું!' દિવાળીએ નિઃશ્વાસ મૂક્યો.

'દિવાળીબ્હેન,' માલતીએ સગી બ્હેન જેવી મમતાથી કહ્યું: 'તમે આમ હિંમત હારશો નહિ. તમે આમ કરશો તો પછી વીજળીબ્હેનનું શું થશે? બાકી, હું મારાથી થાય તેટલું કરીશ, એ બાબતમાં તમે ખાત્રી રાખજો. હું તમારા જમાઇની મિત્ર છું–તમને મારી ઉપર કંઇ શંકા આવતી નથી ને?...'

'એ શું બોલ્યાં બ્હેન! તમે સાક્ષાત ભગવતી જેવાં છો...'

'એવું કશું નહિ. હું પણ લોહી, માંસ અને લાગણીઓવાળું માનવી જ છું. હું જગતને ચાહું છું, પણ એક હોંશિયાર વિદ્યાર્થી તરીકે. આટલા દિવસ મને ય ખબર નહોતી કે એ પરણેલો છે. દિવાળીબ્હેન, પુરુષ સ્ત્રીના નિર્મળ પ્રેમને ય પોતાના ત્રાજવે તોળતો હોય છે, પણ મારા તરફનો તમે જરાયે ડર ન રાખશો. હું જગતને હાથે વીજળીને અન્યાય થવા નહિ દઉં: જો એ મારું માનશે તો...'

'તમારૂં નાં માને? ઇમ તો બને જ નહિ ને. તમારી વાતો સાંભળીને હું અસ્તરી જાત છું તો યે મને તમારી તરફ પ્રેમ થાય છે,

તો એ તો ભાયડાની જાત છે. તમારી આગળ એમનાથી ના પાડી જ નહિ શકાય...'

આ સ્ત્રી તે પ્રશંસા કરે છે કે બદનક્શી? એ જ માલતી સમજી ન શકી. છતાં એના દુઃખ તરફ માલતીને સમભાવ પ્રકટ્યો હતો. એટલે એણે પોતાની ટીકા થતી હોય તો તેનો પણ વિચાર કર્યા વિના કહ્યું: 'તમે એક વાત કરજો: જરા વીજળીબહેનને ભણાવવાનું અને શહેરમાં શોભે એવાં કપડાં લત્તાં પહેરવાનું...'

'તમે કહેશો તે કરવા હું તૈયાર છું બુન!'

'તો પછી મારાથી બનતું તમામ હું કરી છૂટીશ.'

માલતી એમ આશ્વાસન આપીને ગઈ ત્યારે દિવાળીનું દિલ હળવું થયું.

એણે એ બધી વાત નેમચંદને કહી સંભળાવી ત્યારે નેમચંદ પહેલાં તો વિચારમાં ડૂબી ગયો, પછી ધીરે રહીને એણે કહ્યું:

'વીજળીની બા! આ એમ કરીને આપણને ફસાવવા તો નહિ આવી હોય? પારકાં સાથે આવું ચપચપ બોલનારી, કુંવારી રખડતી, અંગ્રેજી ભણેલીઓનો મારા દિલમાં વિસવાસ બેસતો નથી. પેલીની છાપામાં છપાણી હતી એ વાતો તો યાદ છે ને? એ પણ ભણેલી જ હતી ને? ભણેલી બાયડીનો મને વિસવાસ નથી બેસતો!'

એ વાત સાંભળીને થાળે પડેલું દિવાળીનું ચિત્ત વળી હાલણ ડોલણ થઈ રહ્યું. પતિની વાત એને માનવા જેવી લાગી. 'શ્યેરનાં લોક ઠગણાં હોય, આજકાલની ભણેલીઓ તો વળી ઠગવધામાં પાવરધી હોય, કામરુદેશની બાયડીઓ મનના માનીના ભાયડાને પોપટ બનાવીને પાંજરામાં પૂરી રાખે, કે ભમરો કરી અંબોડામાં સંતાડી

દે, એવી વાતો કાંઇ અમસ્તી નહિ થતી હોય. હાશ થયું કે મેં વીજળીને મોકલી દીધી, નહિ તો મને ભોળવી પટાવીને એને એ લઇ જાત ને કુંણુ જાણે શું ને કરી નાંખત!'

એવા વિચારતરંગે ચડેલી દિવાળીની આંખો આગળની દુનિયા અંધારઘેરી બની ગઈ.

માલતી સાથે થયેલી ગોઠવણ પ્રમાણે જગત સર મદનલાલના બંગલે ગયો ત્યારે માલતી હૉસ્પિતાલમાં ગઈ હતી, સર મદનલાલ મિલ હડતાળને લીધે વ્યગ્ર બની ગયા હતા અને એ મિલમાલિકોની સભામાં ગયા હતા. જગતે એક બે નોકરને પૂછ્યું, પણ 'બહેન બહાર ગયાં છે, ક્યારે આવવાનાં છે એ કહી ગયાં નથી' એવો જવાબ મળ્યો.

અંદરથી લેડી પ્રમોદાએ જગતનો અવાજ સાંભળ્યો એટલે નોકરને કહી એને પોતાના ઓરડામાં બોલાવ્યો. જગત એમને દીઠે ઓળખતો હતો: એક બે વખત દૂરથી 'જય જય' કર્યા હતા, પરંતુ વિશેષ પરિચય નહોતો, એટલે એ કંઇક સંકોચ સાથે અંદરના ખંડમાં ગયો.

લેડી પ્રમોદા સર મદનલાલનાં ત્રીજીવારનાં ગૃહિણી હતાં. પતિ–પત્ની વચ્ચે, વય અને ઊર્મિઓનું ઘણું અંતર હતું. પતિ વેપાર–ઉદ્યોગનાં કામોમાં ઘણા રોકાએલા રહેતા. પ્રમોદાના યુવાન ઊર્મિલ હૈયાને તેથી પારાવાર અસંતોષ રહેતો, એની ઝાળથી એ બળતીઝળતી સીઝાઈ મરતી. એણે જગતને માલતી સાથે ઘણી વખત જોયો હતો.

'આવો ને' જગતને જોતાં જ પ્રમોદાએ સ્મિત વદને કહ્યું. 'બેસો...'

'હું માલતી બહેનને મળવા આવ્યો હતો. જગતે સંકોચ સાથે બેસતાં બેસતાં કહ્યું.

'એપોઈન્ટમેન્ટ હશે!' પ્રમોદાએ પૂછ્યું. એ શબ્દો બોલતી વખતે એ મોટા ઘરની જુવાન શેઠાણીની આંખોમાં એવી વીજળી ચમકી ગઈ કે જગતને એ જોઇને શરમ આવી. એણે આંખો નીચી ઢાળી દીધી.

'બેસો, માલતી આવશે...તમને વાંધો તો નથી ને?'

'જી–ના...'

'શું પીશો?'

'જી કંઈ જ નહિ.'

પ્રમોદાનો ઓરડો વિપુલ સામગ્રીઓથી છલકાતો હતો. પરંતુ જગત એ જોવા આંખ ઊંચી કરી શકતો નહોતો.

'કેમ, માલતી નથી, એટલે...' વાત કરતાં કરતાં પ્રમોદા જગતની પાસે આવી, બાજુની ખુરશી ઉપર બેઠાં.

'જગતકુમાર, હું આમ તો એની બા કહેવાઉં છું, પણ કંઈ ખાસ બુઢ્ઢી નથી, કેમ ખરૂં કે નહિ?' એણે મર્માળુ હાસ્ય કરીને પૂછ્યું.

જગત બોલી ન શકયો. આવી સ્થિતિમાં એ કદી મૂકાયો ન હતો. 'આને શું થયું છે? એ મારી કસોટી કરે છે કે શું?' એના મનમાં ગડમથલ ચાલી રહી.

'કેમ, માલતી સાથે તો ઘણી બધી વાતો કરો છો, મારાથી શરમાઓ છો! જગતકુમાર! મને માલતી જેવી જ ગણજો...' બેદરકારીથી એનો પગ જગતના પગને સ્પર્શી ગયો.

'...હું ત્યારે જાઉં, મારે ખાસ કામ તો નહોતું...' એ અકળાઈને ઊભો થયો.

'જગત...બેસો...' પ્રમોદાએ જગતનો હાથ પકડીને એને બેસાડવા માટે ખેંચ્યો.

જગતની વ્યાકુળતા વધી પડી. પ્રમોદાએ હજુ એનો હાથ પકડી જ રાખ્યો હતો.

'મારે ઘણા દિવસથી તમને એક વાત પૂછવી હતી...' પ્રમોદા એને રોકવાનું નિમિત્ત શોધવા માટે જ બોલી.

'મને ?'

'હા, તમને !'

'આપણી વચ્ચે પરિચય...'

'...નથી. બરાબર. પણ મારો તમારી સાથે પરિચય છે. જગતકુમાર, તમને જોયા ત્યારથી જ, મને તમારી સાથે વાત કરવાની ઇચ્છા હતી...'

'હું ફરીથી કોઈ વખત આવું તો, માલતી બહેનની સાથે...'

'ના, એની હાજરીમાં પૂછાય એવી વાત નથી. પ્રમોદા એક બે વિપલ જગતને નિહાળી રહી : એનું હૈયું જોરથી ધબકતું હતું, એની આંખોમાં અકથ્ય ભાવો થનથની રહ્યા હતા. એ અવાક્ બની ગઈ હતી.

ફરી પાછી એ જ બોલીઃ 'જગત, તમે માલતીને ચાહો છો ?'

જગત અકળાયો. શું કરવું એ તેને સૂઝતું નહોતું.

'ભલે,' પ્રમોદાએ જ કહ્યું: 'જગત, ભલે તમે એને ચાહો, હું તમને ચાહું છું. જુઓ, જુઓ, આ હૈયામાં સળગતી વેદનાઓ...'

એણે જગતનો હાથ ખેંચી પોતાના હૈયા ઉપર દબાવ્યો...જગત ઊભો થઇ ગયો, પરંતુ પ્રમોદાની પકડમાં એટલું બળ આવીને બેસી ગયું હતું કે એ ઊભો થતાં લથડી પડયો...પોતાના શરીર પર એને ઝીલતાં પ્રમોદાના હોઠ જગતના હોઠ સાથે ચંપાઈ ગયા...

'જગત, આ લાખ્ખો રૂપિયાની સમૃદ્ધિની વિપુલતા વચ્ચે પણ મારા દિલના ભાવ ભૂખ–તરસથી સળગી રહ્યા છે...હું તમારી મિત્ર બનવા માગું છું, માલતી અને હું બેઉ...'

..

'માલતી! માલતી છે કે?' મલ્લિકાનો અવાજ અને એનાં પગલાંનો પડઘો નજીક આવતો સંભળાયો, એટલે નિરાશ થયેલી, ચમકેલી પ્રમોદાએ જગતનું કાંડું છોડી દીધું. એ સ્વસ્થ થાય એટલામાં મલ્લિકા ઓરડાના બારણા સુધી આવી પહોંચી હતી.

'ઓ–હ્...હો! જ–ગ–ત! તું...અહીં!'

આશ્ચર્યથી મલ્લિકાએ પૂછયું.

જગતમાં બોલવા જેટલું સામર્થ્ય નહોતું.

'માલતી નહોતી એટલે મેં એમને અહીં બેસવાનું કહ્યું...' પ્રમોદાએ ઉતાવળે જવાબ વાળ્યો.

'સારૂં.' મલ્લિકાએ પ્રમોદાના હાવભાવ જોઈ લીધા હતા. સ્ત્રીની આંખોની અને હૈયાની ભાષા સ્ત્રી વધુ સારી રીતે વાંચી શકે છે. એણે તટસ્થ ભાવનો દેખાવ ચાલુ રાખીને કહ્યું: 'જગત, માલતી બારોબાર આપણને મળશે; ચાલ, પછી મોડું થશે!'

મોતના પંજામાંથી છૂટયા જેટલો જગતને સંતોષ થયો.

મલ્લિકા અને જગત ગયાં ત્યારે એકલી પડેલી પ્રમોદા પલંગમાં પડીને ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગી.

# ૧૬ વિ ચા ર ચ ક્રો

**સ ર મ દ ન લા લ ના** બંગલેથી જગત મલ્લિકા સાથે નીકળ્યો, ત્યારે બની ગયેલી ઘટના વિષે એના દિલમાં ગડમથલ ચાલતી હતી. મલ્લિકા એ નાટકનું આખરી દૃશ્ય જરૂર જોઈ ગઈ હશે એવું એ ખાત્રીપૂર્વક માનતા હતા, એટલે થોડેક સુધી મલ્લિકાની સાથે ચાલ્યા પછી એણે કહ્યું: 'મલ્લિકા! હું હોસ્ટેલમાં જઈશ...'

'કેમ વારુ,...' મલ્લિકાએ સાશ્ચર્ય પૂછ્યું.

'મારી તબિયત બરાબર નથી.'

'જગત, તબિયત ક્યારથી બગડી? લેડી પ્રમોદાના ખંડમાં હું આવી ત્યારથી?'

'મલ્લિકા, મશ્કરીનો એ વિષય નથી. અત્યારે મારા મનની સ્થિતિ...'

'મારી ઓચિંતી હાજરી, તમારી કોઇ યોજનામાં વિઘ્નરૂપ તો બની નથી ને?' મલ્લિકા એમ કહેતાં જરા હસી ગઇ.

'મલ્લિકા! એ વાત કોઇક દિવસ કરીશ, આજે મારી મનોદશા સ્વસ્થ નથી...'

'પણ માલતી સાથે સિનેમા જોવા જવાની ગોઠવણનું શું? માલતીને ખોટું નહિ લાગે?'

'કોઇને કેવું લાગશે, એનો વિચાર કરું કે મારી દશાનો! મલ્લિકા, મલ્લિકા!...' એ બાકીના શબ્દો ગળી ગયો, પરંતુ એની કીકીઓમાં હૈયાના જે ભાવ ડોકિયાં કરી રહ્યા હતા, તે જોઈ મલ્લિકાના દિલમાં અનુકંપા જાગી ગઈ.

'જગત, આ દશામાં હું તને એકલો જવા નહિ દઉં.' એણે આગ્રહપૂર્વક કહ્યું. 'તારી મરજી ન હોય તો આપણે સિનેમા જોવા નહિ જઇએ, જોઇએ તો ચાલ આપણે રેલની પેલી તરફ દૂર સુધી ફરી આવીએ. એથી તારા મનને શાંતિ વળશે.'

'પછી માલતી તને શું કહેશે!'

'જગત, માલતીની મને પરવા નથી: એ મારી ઓછી જ પરવા કરે છે! માલતીની પરવા તો તું કરે છે, છતાં એ તો તને ય બનાવે છે...'

'હોય એ તો, જેનો જેવો સ્વભાવ!'

'એ તો તારે અને એને જોવાનું છે, પણ અત્યારે એ તારી સામે એવી જાળ બિછાવી રહી છે...જવા દે એ વાત! તારે નથી તો મારે શા માટે એની ચિંતા કરવી જોઇએ?'

'મલ્લિકા! મારે કશું જ સાંભળવું નથી. હું એકલો ફરવા જઇશ કે હોસ્ટેલમાં. તું તારે સિનેમામાં જા. માલતીને કહેજે કે મારી તબિયત સારી નથી...'

'તને મારી કંપની પસંદ ન હોય કે કંટાળો આવતો હોય તો એમ કહે ને! સર મદનલાલ ઘેર નથી અને માલતી સિનેમામાં જવાની છે, એટલે પ્રમોદાબહેનને ઘણા કલાક એકલવાયાં રહેવું પડશે. એમની દયા ખાઇને તારે એમને કંપની આપવી હોય તો ભલે જા! જગત, આવાં બહાનાં કાઢવાની કંઇ જરૂર નથી.' મલ્લિકાએ મીઠા રોષભર્યો છણકો કર્યો અને સાથે સાથે બીજી તરફ ચાલી જવાનો અભિનય પણ કર્યો.

'મલ્લિકા! તને એમ લાગતું હોય તો ચાલ હું તારી સાથે ફરવા આવું છું. તારા મનમાં મારા સંબંધમાં ગેરસમજ ઊભી થાય તે ઠીક નહિ.'

'જગત, મારે સારૂ તારે એટલી કાળજી કરવાની જરૂર નથી. આપણે કૉલેજનાં મિત્રો હોઈશું, તથાપિ આપણી વચ્ચે એવી દોસ્તી નથી, કે...!' મલ્લિકા આગળ બોલી નહિ, છતા એકાએક અટકી પડેલી એની વાચાએ ઘણું ઘણું કહી નાખ્યું.

જગત અને મલ્લિકા દૂર દૂર ખેતરો વટાવી આંબાવાડિયા તરફ નીકળી ગયાં.

'હવે અહીં બેસીએ તો...'

'થાક લાગ્યો મલ્લિકા!'

'મારા શરીર કરતાં તારા મનને વિશેષ થાક લાગ્યો છે, જગત! અહીં બેસીને આપણે વાતો કરીશું તો એ થાક ઉતરશે...'

બેઉ બેઠાં. જમીન ઉપર પડેલા આંબાના પાંદડાને ઉંચકી મલ્લિકા રમાડવા લાગી. જગત એની તરફ જોઈ રહ્યો હતો; પરંતુ એના મનની આંખ સર મદનલાલના શયનખંડમાં ફરી રહી હતી. લેડી પ્રમોદા તરફનો એનો ગુસ્સો ધીરે ધીરે ઉતરતો હતો, એ પોતાના અને વીજળીના સંબંધ સાથે મદનલાલ અને પ્રમોદાના સંબંધની તુલના કરી રહ્યો હતો: એનું મન બબડતું હતું, રસ ઐક્ય વિણ મન ઐક્ય નહિ એ વાત ખોટી નથી. પતિ-પત્ની વચ્ચે અસમાનતા ભલે તનની હો, મનની હો કે ધનની હો, કજોડું એટલે જ મનમેળનો અભાવ...

'જગત, આટલે સુધી મને લાવ્યો તે મૂગી બેસાડી રાખવા?' જગતને વિચારોમાં ડૂબી ગયેલો જોઈને મલ્લિકાએ પૂછ્યું.

'ના...ના...!' એકાએક વિચારતંદ્રામાંથી જાગેલા જગતે કહ્યું:

'ત્યારે વાત કરને!'

'શું વાત કરું?'

'તને ન સૂઝતું હોય તો હું તને કંઇક પૂછું.'

જગતને ડર લાગ્યો. અસ્વસ્થ મનવાળાને હમેશાં એકાંત ડરાવે છે. રખેને એ પ્રમોદાવાળી વાત કાઢે!' એ વિચારે એના શરીરમાં ધ્રૂજારી આવી ગઈ. છતાં જવાબ ન આપવામાં તેથી યે વિશેષ ભય હતો. એણે મન મારીને કહ્યું :

'પૂછને તારે જે પૂછવું હોય તે!'

એકાદ વિપલ મનમાં ગડમથલ કરીને મલ્લિકાએ પૂછ્યું : 'જગત, તું પરણેલો છે?'

જગત વિચારમાં પડી ગયો. એ પ્રશ્ન નહોતો, ખંજરનો ઘા હતો...

'કહેતાં શરમાય છે?'

'તું શું માને છે, મલ્લિકા?'

'જગત, અહીં માનવાનો પ્રશ્ન નથી; નક્કર હકીકત છે. તારા સસરા, સાસુ, પત્ની અને પિતા સહુ અત્યારે અહીં જ છે ને...'

'મલ્લિકા! મલ્લિકા!' જગતની આંખોમાં ગભરાટ ફરી વળ્યો.

'જગત, એમાં કંઈ નહિ. તારે ગભરાવાની જરૂર નથી. અત્યારના સંક્રાન્તિકાળમાં એવું તો બનવાનું જ. શિક્ષિત યુવાનને નાની વયમાં ગામડાની અભણ છોકરી સાથે પરણાવ્યો હોય, એના મનની વ્યથાની હું કલ્પના કરી શકું છું : મને તારી તરફ સહાનુભૂતિ જ નહિ પણ સમભાવ છે. પણ માલતી કેવળ સ્ત્રીનો પક્ષ લઈ પુરુષની ટીકા કરે છે.'

'એ જાણે છે ?'

'એણે જ બધું શોધી કાઢ્યું છે અને આજે એ તારાં મિસીસને લઈને જ સિનેમામાં આવવાની હોવી જોઈએ એમ જ મને લાગે છે.' એમ કહી મલ્લિકાએ જગતને બધી વાત કહી સંભળાવી. 'તારા સસરા તને મળવા આવ્યા છે, એ વાત જાણીને જ એ મને તે દિવસે તારી રૂમ ઉપર ઘસડી લાવી હતી.' ત્યાંથી શરૂ કરી, ગાલતી ઈસ્પિતાલમાં નેમચંદ–દિવાળી અને વાજળીને મળી આવી છે ત્યાં સુધીની વાત એણે કહી.

જગતે લેડી પ્રમોદાવાળા પ્રસંગનો ખરેખરો ખુલાસો મલ્લિકા પાસે કરી નાખ્યો. પોતાની પત્નીની વાત કરતાં કરતાં એ રડી ગયો. 'મલ્લિકા ! આવી અભણ, ગ્રામીણ, જડ સ્ત્રી સાથે મારે આખી જિંદગી શી રીતે વ્યતીત કરવી ?' આતુરભાવે એ મલ્લિકા સામે જોઈ રહ્યો. ત્યારે એની અટકેલી વાણીમાં અને મલ્લિકા સામે સ્થિર બનેલી દૃષ્ટિમાં એના અંતઃકરણની તસ્વીર છપાઈ ગઈ હતી.

'જગત, માલતી તરફ તને મમતા છે...'

'મલ્લિકા ! જ્યારે દિલની ચોખવટ કરવા જ બેઠો છું ત્યારે વાત શા માટે છૂપાવું ? હું એને ચાહું છું...'

'પણ એ ?'

'એ મને ચાહતી નથી ?'

'તે તો તું જાણે...'

'તો તો મારે માટે મરણ જ બહેતર...'

'જગત ! આટલો લાગણીવિવશ શા માટે બને છે...'

'કેમ કે મારે સારૂ મરણ જીવન જેટલું કઠોર નહિ હોય એમ મને લાગે છે.'

મલ્લિકાએ એની દયા ખાતાં કહ્યું: 'જગત! પુરૂષ અને સ્રીનાં જીવન, તેનાં આદર્શ અને સાધના વચ્ચે મેળ નથી હોતો. પ્રકૃતિનું એ વિધાન છે. તું માલતીને હજી ઓળખી શક્યો નથી.'

'મલ્લિકા!'

'જગત, હું માલતીની નિંદા કરવા માટે કશું કહેતી નથી. મને તારી તરફ સમભાવ છે...'

'હું પરણેલો છું એ જાણ્યા પછી પણ?'

'હા, કેમ કે એમાં તારો દોષ નથી. માનવી સંજોગનો શિકાર બને છે...એવા માનવીનો તુચ્છકાર નહિ પણ સ્વીકાર કરવો જોઇએ. જગત, હું તારો...' જગતના બે હાથ પકડી એ રમાડવા લાગી. આતુરભાવે એ જગતની આંખોમાં પોતાની આંખો પરોવી રહી.

'મલ્લિકા!' બેભાન જેવા જગતે એને પોતાની તરફ ખેંચી, અવશ પૂતળી સમી એ ખેંચાણી, જગત એના વદન તરફ નીચો નમ્યો,...સ્રી સહવાસની માદકતાથી વાતાવરણ ભરાઈ ગયું.

ક્ષિતિજને ઓટલે બેસીને શ્વાસ લેતાં આથમતા સૂર્યનાં કિરણો એ દૃશ્ય જોવા નિમિષ થોભી ગયાં. જગત મનની અધૂરી આશાઓ વ્યાજ સાથે વસૂલ કરતો હતો: પ્રણયોન્મુખ મલ્લિકા, જગત તરફના સમભાવને લીધે શ્રીમંત ભિક્ષુકને દયાથી દાન આપે એવા ભાવનો આત્મસંતોષ અનુભવી રહી હતી. એ સંતોષની ચમક એની કીકીઓમાં ચમકવા લાગી: એ પ્રફુલ્લ હસી: 'જગત!' મલ્લિકાના એ શબ્દમાં ઓર મીઠાશ હતી. પોતાના જીવનમાં કંઇક અતિ મહત્વનું સુખદાયી, ઘેલછાભર્યું કશુંક બની ગયાનું ભાન એના રોમેરોમમાં અજબ ચેતના રેલાવી રહ્યું હતું. પ્રણયમાધુરીનો અસીમ આનંદ એકાંતમાં બેઠેલાં, જગતથી અતિ દૂર દૂર આવી ચડેલાં જુવાન

હૈયાંને કમ્પાવી રહ્યો હતો. સન્ધ્યા સાથે આવતી પ્રણયલહરીસમાં પંખીઓનાં ટોળાં પોતપોતાના માળાઓ તરફ જઈ રહ્યાં હતાં: પવન ગાતો હતો: વૃક્ષપત્રો તાલ દઈ રહ્યાં હતાં: જગતના ચિત્તને એ વાતાવરણ પ્રફુલ્લ બનાવી રહ્યું હતું.

'મલ્લિકા!' એ ધીરે, અતિ ધીમે બોલતો હતો: 'Love, Langh and Live–પ્રેમ, હાસ્ય, જીવન...'

'જગત, એ કાયમ ટકતાં હોત તો?'

'મલ્લિકા, તને શંકા છે?'

'આપણો સમાજ...' સમાજના સ્મરણ સાથે મલ્લિકાને વાસ્તવતાનો ખ્યાલ આવ્યો. 'જગત, હવે ચાલીશું? ઘણું મોડું થયું...' એણે કહ્યું.

'તારી ઇચ્છા હોય તો: બાકી મને તો મલ્લિકા, આ જે ક્ષણમાં ભોગવ્યું; અનુભવ્યું, એ વાતાવરણમાંથી નીકળવું ગમતું નથી.'

માલતીએ ઇસ્પિતાલમાં વીજળીને ન જોઈ પરંતુ દિવાળી સાથે પૂરતી વાતો કરી, નવા નિર્ણય સાથે સિનેમામાં પગ મૂક્યો, ત્યારે મલ્લિકાને કે જગતને ન જોવાથી એ સીધી બંગલે ચાલી ગઈ.

લેડી પ્રમોદાએ કોઈ દિવસ નહિ એટલી મમતા તે દિવસે માલતી તરફ બતાવીને કહ્યું: 'માલતી! જગત તને શોધતો અહીં આવ્યો હતો. તેં મને કશું કહ્યું નહોતું, છતાં મેં એને બેસાડયો. એ તારી જ રાહ જોઈ રહ્યો હતો, પરન્તુ મલ્લિકા આવીને એને સાથે લઇ ગઈ.'

'મારે એનું કંઇ કામ નહોતું.' કંટાળેલી માલતીને એકાંત જોઇતું હતું. એ પોતાના ઓરડા તરફ ચાલી ગઈ.

'પ્રમોદા એની પાછળ પાછળ ગઈ. 'માલતી, તું આજે કંટાળી છે...'

'ના.' કપડાં પણ બદલ્યા સિવાય એ પલંગમાં પડી.

પ્રમોદા એની પાસે જઈને બેઠી. એના કપાળ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં એણે કહ્યું: 'માલતી, તું મારી સાથે કદી મન ખોલીને વાત કેમ કરતી નથી?...હું પણ [illegible] જેવડી છું: આપણે બેઉ મિત્રો બની શકીએ...'

'મને અત્યારે સૂઈ રહેવા દો...આ જગતમાં કોઈ સુખી નથી...' એ બડબડી.

'જગત સારો છોકરો છે, નહિ...' પ્રમોદાએ સંદર્ભની સમજ વિના મનની વાત બહાર કાઢી નાખી.

'હું એની વાત કરતી નથી.'

'તારે ને એને કંઇ વાંધો પડયો છે?' પ્રમોદાએ એના ડિલે હાથ ફેરવતાં પૂછ્યું. 'માલતી! તારા મનની વાત મને કહીશ તો હું તને જરુર મદદ કરીશ. મારો સંકોચ ના રાખતી. મારું માને તો મલ્લિકાથી ચેતતી રહેજે. એ તારા જગતને...'

'મારો જગત! બહેન, તમે આ...'

'મારી ભૂલ હોય તો માફ કરજે, બાકી માલતી, હું તો એમ માનતી હતી કે, તારે ને જગતને...હું પણ સ્ત્રી છું હોં.' એણે છેલ્લા શબ્દો સાથે આંખોનો ચાળો કર્યો.

'આજ તમને શું થયું છે?'

'તારી તબિયત આજે સારી ન હોય તો બીજે કોઈ વખતે નિરાંતે વાતો કરીશું. તું મને તારી નવી બા નહિ પણ બહેનપણી

માનજે. મેં તો એ છોકરાને આજે જ જોયો, છતાં મને તો એ ઘણો સારો લાગ્યો...'

'તને એ ગમી ગયો?'

'હા, જરુર. માલતી, પણ તને માઠું તો નથી લાગ્યું ને?' પ્રમોદા એ શબ્દો બોલતી હતી ત્યારે માલતી એની સામે ધારીને જોઈ રહી હતી. પોતે જે બોલી ગઇ એને માટે એને પસ્તાવો થતો હતો. 'આ પ્રમોદા!' એ મન સાથે બબડી, હોઠ ચાવતાં ચાવતાં એ ફરીથી મનમાં બડબડી: 'બાપુએ આવડી ઉમ્મરે એનો ભવ બગાડયો: એ જોતાં બદલામાં એ બાપુના બાકીના જીવનને બગાડે તેમાં કોનો વાંક?'

'મને હમણાં પડી રહેવા દે.' માલતીએ કંટાળીને કહ્યું. પ્રમોદા ચાલી ગઈ. જતાં જતાં એ મનમાં જ હસી: 'પ્રેમનો જ રોગ...મલ્લિકા પેલાને લઇ ગઇ ને...!'

એકલી પડેલી માલતી વિચાર વમળમાં અટવાવા લાગી: 'જગત અને પ્રમોદા...જગત અને મલ્લિકા...જગત અને માલતી... ન જોઇએ એવાં પરસ્પરનાં ખેંચાણ...એ જગત વીજળીનો તુચ્છકાર કરે!...જગતની ઘટમાળ જ પાપચક્રના વર્તુળમાં ફરતી હશે? મલ્લિકા કહે છે એમાં જગતનો કંઇ દોષ નથી: એક રીતે એ ખરૂં માનીએ, તો પણ આમાં વીજળીનો શું દોષ છે? આ બધી ખેંચ-તાણમાં એના સુખનો, એના જીવનનો ભોગ શા માટે લેવાવો જોઇએ?...એ નહિ જ બને, કેમ કે એ નર્યો અન્યાય છે. હું એ અન્યાય અટકાવીશ. મલ્લિકા શિક્ષિત હોવા છતાં એ અન્યાયને ઉત્તેજન આપે છે. આજે જ પ્રમોદાનું મન પરખાયું. પરંતુ એને માટે તો અસમાન લગ્નની પરસ્થિતિ એ કારણરૂપ છે, મલ્લિકાએ શા માટે અભણ છતાં એક પરણેલી સ્ત્રીના માર્ગમાં આવવું જોઇએ?'

એજ વખતે જગત પથારીમાં પડે પડે વિચારી રહ્યો હતો : 'માલતી, વીજળીનો પક્ષ લઈને મારા અને એના સુખની વચ્ચે શા માટે ઊભી રહેતી હશે?...મલ્લિકા જેટલું સમજે છે એટલું એ સમજતી કેમ નહિ હોય?...વીજળી! એને હું કંઈ રીતે અપનાવી શકું? એની ખાતર હું મારૂં જીવન વેડફી નાખું? એથી શો લાભ? બે જીવનની ખરાબી કરતાં એકની ખરાબી થવા દેવી, એ પચાસ ટકાને તો બળતામાંથી બચાવી લેવા જેવું ખરૂં કે નહિ?...માલતીને પોતાના જ ઘરમાં સીઝાઈ મરતા એક આત્માની ખબર નથી; એને ઉગારી લેતી હોય તો?...પ્રમોદા દુઃખી થાય છે તે સર મદનલાલના વાંકે. શા માટે માલતી એનો પક્ષ લઈ પિતાનો વિરોધ નથી કરતી?...પ્રમોદા જુવાન છેઃ રૂપવતી છે; એની દોસ્તીથી ઘણા ઘણા લાભ થાય. ધન, યૌવન, સૌન્દર્ય...સર મદન પણ દબાયલા રહે... નહિ, નહિ, એ પાપ છે, વ્યભિચાર છે, એનો વિચાર પણ ખરાબ...'

'માલતી જાણે તો મારા સંબંધમાં કેવા વિચાર કરે?...જગત એનો જૂનો મિત્ર...એને કહ્યા વિના રહેશે ખરો?...જોયો ને જગતને! પુરુષ એટલે જ વિહ્વળતા...એકાંત, યૌવન, સ્ત્રી જોઈ એટલે...મારી પાસે જે આટલો વેવલો બની ગયો એને માલતી અસ્પૃશ્ય રાખી શકે?...બધ્ધીએ એની ડંફાશ...જગત પ્રમોદાનો મિત્ર હશે? મેં એમને જે સ્થિતિમાં જોયાં તે તો...પ્રમોદા એની ઉપર પોતાની જાળ બિછાવતી હોય તો નવાઈ જેવું નથી. જગત એવી બાબતમાં ખોટું ન જ બોલે...કોણ જાણે પુરૂષનો વિશ્વાસ શો?' મલ્લિકાના મગજમાં આ પ્રકારનાં ફરી રહેલાં વિચાર ચક્રો નિદ્રાને મારી હઠાવવામાં વિજયી થયાં હતાં. 'પરિણિત સ્ત્રીઓ લગ્નને વ્યવસાય માની લઈ પુરૂષનું મન જીતવાનો પ્રયાસ કરતી નથી, એમ

છતાં કેટલાક સ્ત્રી એને પરણી એ પુરૂષનો ગુનો હોય એમ ગણી, પુરુષના જીવનને અરણ્ય બનાવી દેવાનું કહે છે...એ જ સમાજ પાછો શિક્ષિત સ્ત્રીઓનો દોષ કાઢવાય તત્પર હોય છે...શિક્ષિત સ્ત્રી, શિક્ષિત પુરુષની પત્ની બનવાનું પસંદ કરે તે એના શિક્ષણનો દોષ ?–શું ત્યારે ભણેલી સ્ત્રી જીવનસાથી તરીકે અભણ પુરુષનો સ્વીકાર અને સત્કાર કરે ? જૂનવાણી સમાજ માત્ર પત્નીનો પક્ષ લે છે: બુદ્ધિમાન સ્ત્રીનો નહિ. એને તો કેવળ એના શિક્ષણ અને બુદ્ધિને કારણે તે વખોડે છે ! એ જ સમાજ ભ્રમરવૃત્તિના પુરુષોનું નામ પણ લેતો નથી. એક સ્ત્રી અને એક પુરુષ બેઉ પ્રેમી હોય, એમની પ્રેમચેષ્ટાને કોઇ જોઇ જાય તો બન્ને સરખાં ભાગીદાર હોવા છતાં તે તો એક માત્ર સ્ત્રીનો જ વાંક કાઢવાનું ! એથી જ પુરુષો સ્ત્રીઓને રમકડાં માની એમના જીવન સાથે રમત રમે છે !...એક જગત માટે કેટલાં સ્ત્રીહૃદયોમાં આકર્ષણ જાગ્યાં છે ! એ પુરુષ છે માટે !...પુરુષ છે માટે એ મને દગો દેશે તો !'

એ રાત્રે સર મદનલાલની શ્રીમંતાઈના પ્રદર્શનસમી સુખાળવી શય્યામાં સૂતેલી પ્રમોદા એકલી એકલી સળગી રહી હતી: 'જગત ફરીથી મને મળશે ખરો !' એનાં વિચાર ચક્રો એ એક જ આશાની ધરી પાછળ ગતિમાન થઈ રહ્યાં હતાં.

## ૧૭ પિતાના અભિલાષ

**રતનચંદ જગત** તરફ નારાજ થયા, છતાં 'હોય, હજુ છોકરું છે, ભણીગણીને 'જાટલીમેન' થશે એટલે આપોઆપ સુધબુધ ઠેકાણે આવશે.' એમ મન વાળીને કાશીપુર ગયા. જતાં જતાં એમણે વેવાઇ–વેવાણને પણ આશ્વાસન આપ્યું: 'જુઓ શેઠ, તમે જરાયે આકળા ઉતાવળા નાં થશો, તેમ મનમાં દુઃખી યે નાં થશો. મારો જગત હજુ બાળક છે: એ તો હુશિયાર એટલે ભણતરમાં આટલો આગળ વધી ગયો, બાકી એની ઉમ્મર શું?...ભણી રે'શે ને સા–રો ...ઓદ્ધો મળશે એટલે આપોઆપ ઠરીને ઠામ બેસશે ને તમારી દીકરીને સરગનું સુખ મળશે. માટે જરા યે હા હો કરશો નહિ. મારું માનો તો તમે વીજળીને અત્યારથી જ કાશીપુર મોકલો. એ ઘરમાં હશે તો અમને ય ફાવશે ને એ બહાને કો'ક દા'ડો જગતને ય હમજાવી પટાવીને ઘેર તેડાવી શકાશે. શેઠ, જવાનિયાં છે ને હજુ! થોડા દા'ડા સાથે રે'શે એટલે એકબીજા વચ્ચે ઓળખાણ થયા વિના નહિ રહે.'

દિવાળી તીખી હતી, પણ નેમચંદને ગળે રતનચંદની વાત ઉતરી હતી. વીજળી એ શહેરની યુવતીઓને જોઇ ત્યારથી એને પણ એટલું સમજાઈ ગયું હતું કે: 'અંહી આવી આવી ભપકાદાર છોડીઓ જુએ એટલે આદમીનું ચિત્ત ચળી જાય. આ બધીઓ ક્યાં ને હું ક્યાં!' એટલે એના દિલમાં પણ સસરાની દલીલ ઠસી ગઈ. ગામ ગયા પછી દિવાળી જ્યારે જ્યારે ચિંતા કરે ત્યારે એ ગંભીર અને ઠાવકી બની માતાને આશ્વાસન આપે: 'બા, તું આંમ

શીદ કરતી હઈશ ! મારા નસીબમાં સુખ લખાઈને આવી હઈશ તો, ભણી ઊતર્યા પછી ભગવાન હૌ હારાં વાનાં કરશે. તમે તો મારા સુખ માટે થાય એટલાં વાનાં કર્યાં છે. પછી જો મને દુઃખ પડે તો મારાં નસીબ! બા, તું જ કહે છે તેમ છઠ્ઠીના લેખ મિથ્યા થતા નથી: વિધાતાએ પાડેલો આંકડો ફરતો નથી, કે માંનવી ગમે ઇમ કરે તો યે એ ફેરવી શકાતો નથી.'

દિવાળીના દિલના મર્મસ્થાને દીકરીનાં એ દર્દભર્યાં વચનો સ્પર્શ કરી જતાં: એનું દિલ ત્યારે ડોલી ઊઠતું. પણ નસીબની દલીલ આગળ એની એક હજારને એક દલીલો ય પાછી પડી જતી. એને માલતીના શબ્દો યાદ આવી જતા. એને ખાત્રી હતી કે જગતકુમારને એ છોડી જ સમજાવી શકશે. એટલે વીજળીની વાતથી એના દાઝેલા દિલ ઉપર મલમ ચોપડ્યા જેટલો આરામ થતો.

પરંતુ માલતી જગતને સમજાવીને વીજળી માટે એના હૈયામાં પ્રેમની ઊર્મિ ઉત્પન્ન કરી શકે એવી પરિસ્થિતિ રહી નહોતી.

રતનચંદ, નેમચંદ વગેરે પોતપોતાને ગામ ચાલી ગયાં તે પછી તુરત જ જગત એ શહેરની કૉલેજ છોડી, બીજા શહેરની કૉલેજમાં દાખલ થઈ ગયો હતો: એ માલતીને જ કારણે. જતા પહેલાં માલતી એને મળી હતી. એને એણે ઠપકો આપ્યો હતો અને વીજળી જેવી પરણેતર પત્નીને છેહ ન દેવા સમજાવ્યો હતો.

'જગત, તારા જેવા જુવાનો ઉપર તો દેશની અને સમાજની પરિસ્થિતિ પલટાવવાની સહુ કોઈ આશા રાખી રહેલ છે: પરંતુ તું તો જાતે જ પરણેલી પત્નીને દગો દઈ, સ્ત્રીઓ ઉપર ગુજરી રહેલા સામાજિક અન્યાયોનાં મૂળ ઊંડાં ઉતારવા મથી રહ્યો છે. મારા જેવી તારા મિત્રોની નિખાલસ દોસ્તીને જુદી નજરે જોઈ, તું

તારા લગ્નની વાત છૂપાવી, મિત્રોનો, સમાજનો અને તારો પોતાનો દ્રોહ કરી રહ્યો છે...'

એ શબ્દો જગતના હૈયામાં ભાલાની માફક ભોંકાઈ ગયા.

'માલતી, એ અભણ, ગામડિયણ છે...'

'છતાં તું ભણે છે, હવે શહેરી બન્યો છે, એને તારે યોગ્ય બનાવ...'

'એ નહિ બની શકે...'

'તો એ દોષ તારો...'

'માલતી! માલતી! તું આમ કહે છે?'

'હા, હું કહું છું. કેમકે મને વીજળી કરતાં તારી વિશેષ દયા આવે છે!' કટાક્ષ કરતી હોય એવું માલતી હસી. 'જગત, બીજાની આંખમાંના કણાને શોધતા પહેલાં માનવીએ પોતાની આંખમાંની કાંકરીને કાઢવી જોઈએ. તું ગામડાનો, નિર્ધન માબાપનો છોકરો! બાપે તને સારો માનવી બનાવવાની આશાએ ગજા ઉપરવટનું ખર્ચ ઉપાડીને અહીં ભણવા મોકલ્યો. ત્યારે તું તો જગુમાંથી જગત થયો, ગામડાંને ધિક્કારી શહેરી બનવા વિલાયતવાળાઓની વાંદરનકલ કરવા લાગ્યો: પોતાની પત્નીને દગો દઈ અમારા જેવીઓ માટે મનમાં પાપભર્યા વિચારો કરતો થયો...'

'માલતી, તું મને ચાહતી નથી?' જગતે મૂર્ખની માફક પૂછ્યું.

'જગત, તારી આ બધી પ્રપંચલીલાઓને પારખ્યા પછી તો, તારી સાથે વાત કરવી એ પણ ગૃહસ્થ કુટુંબની કન્યાઓ માટે ઠીક ન કહેવાય. પણ હું તને એટલો ધિક્કારને પાત્ર ધારતી નથી, કેમકે તારી સ્પોર્ટસમેનશીપની હું પ્રશંસક છું, એટલે તારી તરફ દયા બતાવું છું...'

## પિતાના અભિલાષ

'ત્યારે તું આજ સુધી...'

'તને ચાહતી હતી એમ તેં માન્યું હોય તો એ તારી મૂર્ખાઇ, જગત!' માલતી એમ કહીને હસી. 'હું તને જ પૂછું: જો, વીજળી તારે યોગ્ય નથી, તો તું તારી જાતને મારે યોગ્ય માનવાની ધૃષ્ટતા કઇ રીતે કરી શકે છે?'

માલતીના એ શબ્દો પાછળનું નગદ સત્ય જગતને સમજાયું નહિ, પરંતુ એની પ્રેમની ભ્રમણા તો ભાગી ગઈ. એનાથી પ્રત્યુત્તર આપી શકાયો નહિ.

એને મૌન જોઇ માલતીએ જ કહ્યું: 'જગત, હું આજ સુધી તારી રમતની પ્રશંસક હતી, જ્યારથી વીજળીને જોઈ છે અને તારા લગ્નની વાત જાણી છે, ત્યારથી મને તારી તરફ દુઃખમાં ફસેલા ભાઇ તરફ બહેનને જે સમભાવની લાગણી થાય તેવી લાગણી થાય છે. એટલે એક બહેન તરીકે હું તારી પાસે એટલું માગું છું કે, તું તારા મનની આ બધી લોલુપતાઓ અને ભ્રમણાઓ છોડી દે અને વીજળીનો દ્રોહ ન કરતાં, એને અપનાવી તારે યોગ્ય બનાવવાનો પ્રયોગ શરૂ કર. એ કામમાં એક બહેન તરીકે હું તને મદદ કરવાનું વચન આપું છું. જગત! એથી તું કેટલાં બધાં માનવીઓને સુખ ને સંતોષ આપી શકીશ એનો વિચાર કર!'

પરંતુ એ વિચાર કરવા જેવી જગતની મનોદશા નહોતી. એને તો માલતીને આ બધી વાતો જણાવવા માટે વીજળી અને તેનાં માતા-પિતા તરફ ગુસ્સો થયો.

પોતાના આ બધા ભવાડામાં પિતાને કારણભૂત માની એમની તરફ પણ એના મનમાં કડવી લાગણી જન્મી. પરંતુ માલતી આ

બધી માથાકૂટમાં પડી તેથી તો એણે એને 'દગાખોર, ક્રૂર, કાતિલ, બેરહમ' કહી મનમાંને મનમાં ઉભરો કાઢયો: 'શ્રીમંતોની છોકરીઓ મારા જેવા સામાન્ય સ્થિતિના જુવાનોના પ્રેમને પણ પોતાના સ્વાર્થની ખાતર લૂંટે છે—એમના મૂડીવાદી પિતાઓ મજૂરોને શોષે છે તેમ.'

માલતીની સામેના આ રોષથી જગતને કશો જ લાભ થાય તેમ હતું નહિ, માત્ર નારાજ થયેલી અને રોષે ભરાયેલી માલતી આખી કૉલેજમાં પોતાને બદનામ બનાવી મૂકશે, એ ડરે એને ગભરાવી મૂકયો; એટલે એ શહેર અને કૉલેજ છોડવામાં જ તેણે પોતાની સલામતી જોઇ!

પિતાને તો પૈસાની જરૂર પડે ત્યારે જ એ પત્ર લખતો. કૉલેજ બદલતાં પૈસા માટે એણે પત્ર લખ્યો, એમાં એવી દલીલ કરી કે: 'તમને સહુને કદાચ એમ લાગી ગયું છે કે આ શહેરની કૉલેજમાં હું ભણીશ તો બગડી જઈશ; માટે, અને મારો અભ્યાસ ન બગડે તે સારૂ મેં તાબડતોબ કૉલેજ બદલવાનો વિચાર કર્યો છે.'

ભોળા અને પુત્ર તરફના વાત્સલ્યને લીધે એના ડુંગરા જેવડા દોષને ય વીસરી જનાર પિતાને ગળે જગતની આ દલીલ દૂધના ઘૂંટડાની માફક ઉતરી ગઈ. એ દલીલની નેમચંદ ઉપર પણ અસર થઈ, એટલે રતનચંદના આગ્રહથી એણે વીજળીને કાશીપુર મોકલી.

જગતકુમાર જેમ રમતમાં તેમ અભ્યાસમાં ખંત અને હોંશિયારીથી આગળ આવતો, એટલે બી. એ. ની પરીક્ષામાં બેઠો ત્યારે પાસ થવાની એના હૈયામાં સોએ સો ટકા શ્રદ્ધા હતી. શહેર અને કૉલેજ બદલ્યા પછી માલતીના શબ્દોની એટલી અસર તો એની ઉપર થઈ હતી, જેને લીધે એ ખાસ કરીને વિદ્યાર્થીનીઓના

સમાગમમાં આવતો નહિ. પરંતુ પ્રયાસ કરવા છતાં વીજળી તરફ એના દિલમાં પ્રેમની લાગણી જન્મી શકતી નહોતી.

વચ્ચે એકાદ વખત તે નામનો કાશીપુર જઇ આવ્યો હતો, પરંતુ વીજળીને ત્યારે એણે બોલાવી સુદ્ધાં નહોતી. પુત્રના આ પ્રકારના વર્તનની અસર પિતાના દિલના મર્મસ્થાનમાં થઇ ગઇ. એની ચોટથી, તેમ પુત્ર પાછળ થતા ખર્ચના બોજાને લીધે પોતાને જે શ્રમ અને કરકસરના ભાર નીચે છૂંદાવું પડતું તેને લીધે રતનચંદના શરીરમાં ક્ષયનો વ્યાધિ ચોર પગલે પેસી ગયો.

ચંપાએ એને વૈદ દાક્તરની સલાહ લેવાનું કહ્યું, તે વખતે તો ક્ષયના જંતુઓ એનાં ફેફસાંને ખોતરી ખોતરીને ખાઈ રહ્યા હતા. પરંતુ રતનચંદે એની ઝાઝી પરવા કરી નહિ. પુત્રને 'જાટલીમન' બનાવવા માટે જ જાણે એને જીવતા રહેવું હોય તેમ એણે જગતની દરેક માગણી સંતોષવામાં જ સુખ જોયું. પણ આખરે જ્યારે અશક્તિ વધી ગઈ, ત્યારે ચંપાની આંખોમાંથી વહેતી આંસુની નદીઓને લીધે એને થાકી હારીને ડૉક્ટર મહેતાની સલાહ લેવી પડી. ડૉ. મહેતા રતનચંદના સગાનો સગો થતો હતો, એટલે સેવાભાવે જ એ રતનચંદની માવજત કરી રહ્યો હતો. પોતાના એકના એક પુત્રને 'જાટલીમેન' બનાવવાની ધૂનમાં, ગામડા ગામનો આ સામાન્ય માનવી, ટીપે ટીપે જીવનસત્વ નીચોવી નીચોવીને, એનો અભિષેક પુત્રની ઉપર ચડાવી રહ્યો છે, એ વાત જાણી ત્યારથી તો ડૉ. મહેતા આ પુત્રવત્સલ પિતાની ધૂનનો પ્રશંસક બની ગયો, એની સેવા કરવાની ધૂન ત્યારથી એના મનમાં જાગી ગઈ.

પિતાએ જાણી બુઝીને જ પોતાની માંદગીની વાત પુત્રને લખી નહોતી. એની પરીક્ષા વખતે રતનચંદની માંદગી વધી પડી, ત્યારે

ચંપાએ ગમગીન વદને, નેત્રોમાં ઝળઝળિયાં સાથે પતિને કહ્યું ' ભને કાગળ લખીને તેડાવીશું ? '

' ગાંડી તો નથી થૈને !' રતનચંદે ત્યારે પત્નીને ઠપકો આપતાં કહ્યું હતું. ' ભૈ બી. એ. ની છેલ્લી પરીક્ષામાં બેસવાનો છે, એને આવે ટાણે ચિંતા કરાવાય ? એ નાપાસ તો થાવ એવો નથી, પણ એને કાને આ વાત...' રતનચંદને ઉધરસ ઉપડી અને બાકીની વાત અધૂરી રહી ગઈ. પણ થોડા દહાડા ગયા બાદ ચંપાએ પતિથી છાનો પત્ર લખાવી જગતને એના બાપાના ગંભીર મંદવાડની વાત જણાવવાનો પ્રયાસ કર્યો.

છતાં એ પ્રયાસ સફળ થયો નહિ. ' માલિક નથી ' એવા શેરા સાથે કાગળ ટપાલી પાછો આપી ગયો તે વખતે જગત પરીક્ષા પછી મિત્રો સાથે ' ટૂર 'માં હતો.

બી. એ. થયા પછી એલ્એલ્. બી. થવાનો એનો વિચાર હતો. એટલે પિતાને મળી બે વર્ષના ખર્ચની તજવીજ કરાવવાના ઇરાદે જગત કાશીપુર આવ્યો, તે વખતે ઓચિંતો જ એ ડૉક્ટર મહેતાના પરિચયમાં આવ્યો અને પિતાની માંદગીની વાત પહેલી જ વખત એને કાને અથડાઇ ગઇ.

પિતા પુત્રનું એ મિલન દાક્તર પ્રાણુલાલ મહેતાને માટે જીવનમાં પહેલી જ વખત જોયેલું અદ્ભૂત દૃશ્ય બની ગયું. વત્સલ પિતાનો પુત્ર માટેનો આપભોગ જોઈ દાક્તરનું મસ્તક એને નમી પડતું હતું. પરંતુ પોતાની સાથે ટ્રેઇનમાં મુસાફરી કરનાર સાહેબશાહી જગતમાં એકાએક થયેલો આ હૃદયપલટો જોઇ દાક્તરને આશ્ચર્ય થયું.

' બાપુ, બાપુ ! હું કપૂત...! ' કહેતામાં ધ્રૂસકે ધ્રૂસકે રડી રહેલા જગતને જોઇ આશ્ચર્યચકિત બનેલા દાક્તરના કાનમાં ' પ્રાણુલાલ

લૈ, આ મારો જગુ–મારો કુળદીપક...' એ રતનચંદના શબ્દો વળી-વળીને અથડાઈ જતા હતા.

જરા કળ વળી એટલે રતનચંદે દાક્તરને પૂછ્યું: 'દાકતરસાયબ! મારો જગત ' જાટલીમેન ' લાગે છે કે નહિ ? '

' જરૂર...'

' એ બી. એ. થયો છે હોં કે...! '

' મને એમણે ગાડીમાં જ વાત કરી છે.'

' દાક્તર સાયબ ! અમારા ગામમાં જ નહિ પણ અમારા આખા ધોળમાં આટલું તો માત્ર મારો જગત જ ભણ્યો છે હોં, પહેલવહેલો એ જ આટલું ભણ્યો છે.' પિતાનું રોમરોમ એ શબ્દો બોલતાં પુલકિત બની ગયું: એની ક્ષીણ બની ગયેલી આંખોમાં નવી ચમક દેખાઈ: એનું કરમાઈ ગયેલું મ્લાન વદન પણ જરાક લાલાશવાળું બન્યું.

' એ વખાણવા જેવું કહેવાય.' દાક્તરે કહ્યું: ' તમે એમને જેટલી હોંશથી, જેટલાં દુઃખ વેઠીને ભણાવ્યા છે, એનો ખ્યાલ રાખી એ તમને સહુને સંતોષ આપે, તેમ કુટુંબ, જ્ઞાતિ તેમ ગામને શોભાવે...'

' તમારાં વચન માથે ચડાવું છું. મારા તો એ જ અભિલાષ છે, દાક્તર સાયબ ! '

એમ બોલતાં રતનચંદે પોતાના જીર્ણ બની ગયેલા હાથ ઊંચા કરી ભગવાન સામે જોડતા હોય એમ આંખો મીંચી.

"દેવ જેવા આ પિતાએ મારે માટે આટઆટલા ભોગ આપ્યા; કુટુંબ, ન્યાત અને ગામમાં બીજા કોઈ પણ છોકરાઓ કરતાં મને સારો બનાવવાની મહેચ્છા પાછળ જાત ઘસી નાખી મૃત્યુની યે બીક ન રાખી; ત્યારે હું તો એ બાપથી, માથી, પત્નીથી, સસરા, સાસુથી અને જન્મની ભૂમિથી પણ શરમાવા લાગ્યો...ગામડાના અભણ પિતાએ પોતાની આસપાસના કાદવને જોઈ, પારખી મને કમળ બનાવવા પ્રાણ ન્યોચ્છાવર કરવાની તત્પરતા દાખવી, ત્યારે હું તો મનના કાદવમાં રગદોળાઈ રહી સ્વજન અને સુહૃદ સહુને માટે દુઃખનું કારણ બની ગયો...અનંતને ભૂલી ગયો, માલતીની સાચી શિખામણની અવગણના કરી...આવા પ્રેમાળ પિતાના જીવનભરના અભિષેકનું આ ફળ!'

એકલો પડતાં જ જગત આત્મમંથનમાં પડયો. એના મનની આંખ આગળ વિદ્યાર્થીજીવનનો ભૂતકાળ તરવરી રહ્યો. પડદા પરની ક્ષણજીવી છાયાની માફક એ દૃશ્ય અદૃશ્ય બન્યું અને એના માથામાં વિચારોનાં ચક્રો ઝડપથી ચાલવા લાગ્યાં.

'પિતાજીએ મને સંસ્કારી માનવી બનાવવા માટે જીવન નીચોવી નાખ્યું, ત્યારે હું તો પિતાને, માતાને, જન્મની ભોમકાને ભૂલી ગયો, એમનાથી અભડાવા લાગ્યો. કૃત્રિમ વાતાવરણમાં મેં જીવનની મજા શોધી ,માટે જ મને ચારે તરફથી લાત પડી. ઠંડી ઋતુનો છોડ ગરમ વાતાવરણમાં જીવી ન શકે: મારી પણ એ જ દશા થઈ ને?... નોકરી માટે કરેલી અરજીઓના નિરાશાજનક જવાબ મળ્યા. પિતાજી મને મામલતદાર બનાવવા માગતા હતા, પણ અત્યારનું સરકારતંત્ર

ઉજળિયાત વર્ગને સંઘરવા જ તૈયાર નથી: પેલા સાહેબે રૂબરૂ વાત કરવા બોલાવીને તો એ જ કહ્યું ને. 'પછાત વર્ગને ઉત્તેજન આપવાની સંસારની નીતિ છે'...ઉત્તેજનનો તો બાહ્યાડંબર છે, એને તો પોતાની સત્તાની પકડ જરાયે ઢીલી પડવા દેવી નથી. અનંત એ વાત કહેતો હતો ત્યારે હું માનતો નહોતો, એ મારું અજ્ઞાન. આ બધી ચાલબાજીઓ છે. પછાત માનેલાઓ એ ચાલબાજી સમજતા થશે ત્યાં સુધી તો અંદરોઅંદર મતભેદ ટકાવી રાખવાની રમત ચાલુ રહી શકશે ને? પછી વળી ઉજળિયાતોને પાંખમાં ઘાલશે. અનંતની ઘટમાળની માફક આ પાપચક્ર પણ ફરતું જ રહેવાનું...પરંતુ પિતાજીએ આટલાં વરસો સુધી જે મહેચ્છા સેવી, એ વંધ્યા નીવડી છે એનું ભાન એમના જીર્ણ દેહને કેવો આઘાત કરશે?...જગત, જગત! તારો બધોયે મિથ્યા ઘમંડ કેવો પોકળ હતો? એ ઘમંડમાં બિચારી ભલી, ભોળી, સરળ હૃદયની નિખાલસ પત્નીનો તુચ્છકાર કર્યો, માતા-પિતાતુલ્ય સાસુ-સસરાને તુચ્છકાર્યાં, દેવસમા પિતાનો છળ કર્યો, સ્વર્ગસમી માડીને ગામઠી ગણી એની વત્સલતાનાં ઓછાં મૂલ્યાંકન કર્યાં!...જગત, આજ તારી સંસ્કારિતા?...'

એની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં.

'મેં તો માલતીના સૌન્દર્ય અને એના પિતાની શ્રીમંતાઈમાં સંસ્કારિતા જોઈ. પરંતુ ત્યાં તો સર મદનની ધનલોલુપતા અને લેડી પ્રમોદાની અતૃપ્ત કકળતી આંતરડીની આહ ખદબદી રહી છે. અનંતના શબ્દો આજે હવે સમજાય છે. એણે કહ્યું હતું: સંસ્કારિતા શ્રીમંતાઈથી કે સાધન સામગ્રીની વિપુલતાથી સિદ્ધ થતી નથી. થોડાક બુદ્ધિમાનોના છલકાઈ જતા જ્ઞાનથી પણ સાબિત થતી નથી. એ તો સરેરાશ માનવોના વર્તન અને મનના વલણ પરથી જ સાબિત થઈ શકે છે. ...હિંદુસ્થાનની પુરાણી સંસ્કૃતિ જ આજે તો પાયામાંથી ખળભળી

ગઈ છે, ઘેરઘેર કંગાલિયતનું સામ્રાજ્ય જામ્યું છેઃ આશાનું તો જાણે અવસાન જ થઈ ચૂક્યું છે. પરાધીનતાનાં આ પાપ...! અનંતનો એકએક શબ્દ સાચો હતો. એ વાત હવે ખરી લાગે છે...કોઈક શાળા કે પેઢીમાં પચાસ, સાઠની નોકરી કરી હું સંસ્કારિતા સિદ્ધ કરી શકીશ?...પિતાજીને કેવું લાગશે?...બેચલર ઑફ આર્ટસ સુધીના ભણતર અને પદવીનો આટલો જ સાર?...આવા સ્થિતિ-સંજોગોમાં ભીંસાતા જુવાનોમાં હૈયાની હામ ક્યાંથી રહે, એમના વદન પર અભયનું હાસ્ય ક્યાંથી ચમકે? આ પરિસ્થિતિના કંપમાં ગળા સુધી ડૂબી જનારાઓમાં ક્રાંતિની જ્વાલાઓનીય આશા કેવી રીતે રાખી શકાય? આ દેશ અને એને ખોળે ઉછરતા નવજુવાનો ઐતિહાસિક પરિસ્થિતિનો શિકાર જ બનવા સર્જાયા હશે?...મારું પ્યારું કાશીપુર, શહેરોમાં જઈ શિક્ષિત બેકારોનાં ટોળામાં આથડી, માલદાર માનવીઓના હડસેલા ખાવા, તે કરતાં મારું જન્મસ્થાન કાશીપુર શું ખોટું? કવિઓએ ગામડાંને ચડાવેલા અતિશયોક્તિ ભરી વાણીના શણગાર અને કંગાલ, બેહાલ ગામડાંની નરી વાસ્તવિકતા વચ્ચે તો જોજનોનું અંતર છે, છતાં અનંત કહેતો હતો તેમ, ગામડામાં ચેતન રેડવામાં આવે અને એના પાયા ઉપર સ્વરાજનું મંદિર ચણવામાં આવે, તો જ હિંદની નિરક્ષરતા, નિર્ધનતા, પરાધીનતા અને પરાવલંબિતાનો વિનાશ કરી શકાય...'

વિચારોના વજનથી જગતના જ્ઞાનતંતુઓ થાકી ગયા ત્યારે એ ઊંઘી ગયો. વિદ્યાર્થીજીવન હજુ પૂરું થયું ન હતું. બારાશાસ્ત્રી બનવાના વિચારો સાથે તે કાશીપુર આવ્યો હતો. પરંતુ પિતાની તેમ કુટુંબની સ્થિતિ જોઈ એટલે એણે પોતાના વિદ્યાર્થીજીવનની પૂર્ણાહુતિ માની લીધી.

# હર્ષનાં આંસુ

બી. એ. નું પરિણામ જાહેર થયું ત્યારે જ એણે સરકારના મહેસુલી ખાતામાં જોડાવા માટે અરજી કરી હતી. બીજાં પણ બે ચાર ખાતાંમાં પોતાની નોકરીની ઉમેદવારી નોંધાવી હતી. પરંતુ એકે સ્થળેથી આશાભર્યો ઉત્તર મળ્યો નહોતો. એ બધી નિરાશાઓનો સામટો આઘાત તેને આજે થયો. ગૃહસ્થ જીવનનો આરંભ કરે તે અગાઉ એને એ જીવનનો થાક વરતાયો. વિદ્યાર્થી જીવનનાં–યૌવનનાં એનાં બધાં યે સોણલાં ઝાકળની જેમ ઊડી ગયાં. અનુભવની ટૂંકી તવારીખનું ચિંતવન થતાં જ કલ્પનાઓના વાતાવરણથી વિંટળાયેલું વિદ્યાર્થીજીવન, વ્યવહારની કઠોર વાસ્તવિકતાથી કેટલું નિરાળું છે એનો પહેલી વખત એને ખ્યાલ આવ્યો.

ઊંઘીને ઉઠ્યો ત્યારે એના શરીરનો થાક ઉતર્યો હતો, પરંતુ મનનો થાક જેવો ને તેવો જ હતો. એને જાગેલો જોઈ વીજળી પાણીનો લોટો પવાલું લઈને આવી. જગતે ઘણે વખતે એની સામે ધારીને જોયું. દિલની વેદનાઓને મનમાં ને મનમાં ભારી રાખી, હૈયાના વણરૂઝ્યા વહેતા જખમોને ઢાંકીને ફરતી પાકટ વયની સ્ત્રી જેવી એ લાગતી હતી.

'તું અહીં છે?' લોટો પવાલું લેતાં લેતાં જગતે પૂછ્યું. એના વદન પર તે વખતે ઝાંખા સ્મિતની એક રેખા ફરકી ગઈ. થાકેલા દિલવાળાનું એ સ્મિત હતું. છતાં એ ક્ષણિક સ્મિત જોઈ વીજળીનાં શુષ્ક નયનોમાં અનેરી ચમક ચળકી ગઈ. પતિના ચાર જ અક્ષરના પ્રશ્ન પાછળ એણે કદી ન જોયેલો એવો સમભાવ જોયો અને એના સૂતેલા હૈયામાં આશાનાં અનેક પંખીઓ ઉડાઉડ કરી રહ્યાં.

'હા.'

'ક્યારથી?'

'બાપા માંદા પડયા ત્યારથી.'

પતિ એની સાથે આ રીતે વાતો કરે એ ઘટના વીજળીના સૂના જીવનાકાશમાં સોનાનો સૂરજ ઉગવા જેવી થઇ પડી. બોલવા જતાં એનાં રોમેરોમ લાગણીના ઉછાળાથી ખડાં થઈ ગયાં. એની આંખો, વદન, અંગાંગ સુખના આવેગથી પુલકિત બની ગયાં.

જગતે હાથ–મોં ધોઈ પાણી પી વીજળીને કહ્યું: 'આમ આવ, મારી પાસે બેસ.'

વીજળીએ પૃથ્વી પર સ્વર્ગ જોયું. એ આવીને એની પાસે બેઠી.

'તને મારી ઉપર રોષ ચડયો છે?' એણે એનો હાથ પોતાના પંજામાં લઇને પૂછયું.

'ઊં...હું...!' વીજળી જમીન તરફ જોઇને બોલી.

'મેં તને ખૂબ પજવી છે...મને એક પળમાં એ વાત આજે પહેલી વખત સમજાઇ...'

વીજળી બોલી નહિ. પગના અંગૂઠાથી જમીન ખોતરતી, સાલ્લાના છેડાને આમળતી એ મૂંગી બેસી રહી.

'કેમ બોલવું નથી? મારી ઉપરનો ગુસ્સો ઉતારવો નથી?' એમ કહેતાં જગતે ચિબુક પકડી પત્નીના જમીન તરફ ઢળેલા વદનને ઉન્નત કર્યું.

વીજળીની આંખોમાંથી ટપ્ ટપ્ આંસુ ટપકે જતાં હતાં.

'વીજળી!...'

'એનું મૌન અને રુદન અતૂટ હતાં.

'રડે છે, શા માટે?'

વીજળી બોલી નહિ, જાણી જોઈને. શું જવાબ આપવો એ તેને સૂઝતું નહોતું. વખતે પોતે કંઈ વગર સમજનું બોલી જાય અને પતિના દિલમાં એ વાંક તરીકે વસી જાય તો ? એ ડર એની જીભે ચડી બેઠો હતો. જીવનની એ ભૂખી તરસીને હોઠે અમૃતનો આવેલો ઘૂંટડો ઢળી જાય તો ? એ ભયે એના હોઠ સીવી લીધા હતા. આ સુખ સાચું છે કે જાદુઈ માયા ? એ પોતાની ગ્રામભાષામાં પોતાના દિલને પૂછી રહી હતી. સાચું હોય તો એકાએક ઝૂંટવાઈ તો નહિ જાય ? એનું ડગમગતું દિલ કશો નિર્ણય કરી શકતું નહોતું.

જગતે એનાં આંસુ લૂછતાં લૂછતાં, એક હાથ એના શરીરને વીંટાળી, એને ખભા આગળથી દાબી, પોતાની તરફ ખેંચી હૈયા સરસી ચાંપી.

વીજળીથી સમજાતું નહોતું કે તે જે સ્થિતિ અનુભવી રહી છે એ સત્ય હકીકત છે કે ભ્રમણા ?

જગતે એને પોતાની વધુ નજીક ખેંચી. એના હોઠ વીજળીના હોઠને સ્પર્શ્યા...

વહી ગયેલા દિવસનો બોજો ઊંચકીને થાકવાથી ધીરે ધીરે ચાલી જતી વૃદ્ધાની જેમ ધીરે ધીરે સાંજ બહાર ઢળતી જતી હતી. અંદર જગત અને વીજળી મૌનનો આશરો છોડી, ધીરે ધીરે સાથે મળી જીવનના રસાસ્વાદને ચાખી રહ્યાં હતાં.

એમને જાણ ન થઈ એ રીતે બાજુમાંથી જતી ચંપા બહારથી એ દૃશ્ય જોઈ ગઈ.

હસતી ને ધસતી ચંપા પતિના ઓરડામાં ગઈ. ઉધરસનો લાંબો ઉછાળો હમણાં જ શમ્યો હતો એટલે બાજુમાં મૂકેલા રેતીભર્યા

ઠીબશામાં ગળફો નાખી, જોરથી શ્વાસ લેતો રતનચંદ તકિયાને ટેકે ખાટલા ઉપર બેઠો હતો.

ચંપાને જોતાં જ એણે ધીમે ધીમે પૂછ્યું: 'કેમ આજે કંઇ આટલી બધી આનંદમાં દેખાય છે? લૈ સાથે નિરાંતે વાતો કરી, એને મામલતદારની નોકરી મળી કે શું?...'

'એ તો હું જાણતી નથી...'

'ત્યારે?'

'એક વખત મારી વાત તો સાંભળો.'

'બોલને તે...'

'લૈ આજે તો વીજળી સાથે એકાંતમાં બેઠો છે...'

'શું કહે છે?'

'મેં નજરોનજર જોયું. એ બે જણાં...' એણે બાકીની વાત અભિનયથી સમજાવી.

'જુવાન છોકરાંના પ્રેમ પ્રસંગો છાનીછપની જુએ છે!' રતનચંદના ફિક્કા વદન પર સહેજ લાલાશ છવાઈ. 'તને તારી જવાનીના દા'ડા સાંભરે છે? ઘરમાંથી જરાક કો'ક આઘું પાછું થયું કે જાણે આવ્યાં જ છે ભાયડાની સોડયમાં...'

પતિના મોંઢા પર હાથ મૂકતાં ચંપાએ કહ્યું: 'બસ કરો, હવે તો ઘયડાં થયાં ને ઘરમાં મોટાં મોટાં છોકરાં છે. કો'ક હાંભળે તો લાજી મરવાનું થાય!'

'ઘયડાં ઘયડાં ય માંનવી તો છીએ ને?' રતનચંદે ચંપાનો હાથ પકડી એને ખેંચી અને અડપલું કર્યું.

'બળ્યું આમ તે શું કરતા હશો?' ચંપાએ મીઠો છણકો કર્યો. અને બાજુમાં બેસી એણે જોયેલા દૃશ્યની વાત કરી.

'ભગવાન એનો હ્રદયપલટો કાયમ રાખે...'

'અલિ, આજકાલનાં ભણેલાં જવાનિયાંના દિલની ગમ તો બ્રહ્માને ય નાં પડે.'

'એક વખત મારા જગતના છોકરાને રમાડું...'

'એ ય હવે થશે.'

'તમારા મોંમાં સાકર ! તમે કો'તો વેવાઇ વેવાંણને તેડાવીએ...'

'એ કરતાં તો જગત ને વીજળી ત્યાં જઇને સહુને મળી આવે એ વધારે ઠીક...પણ ભૈને નોકરી મળી કે નહિ...એને પછી મારી પાસે મોકલજે.'

'એ દા'ડા એને નિરાંતે ગાળવા તો દો. લોકો ગમે તેમ બોલતાં'તાં, પણ હું જાંણતી'તી 'તો. મારો દીકરો...'

'એ તો જાટલીમેન થયો છે જાટલીમેન.' જવાનીમાં માંનવી ભૂલો ય કરે. કાંઈ ઘયડે ઘયડપણે તો કોઇ ભૂલો નાં કરે ને. હાચું પૂછાવે તો મને તો લાગ્યું'તું કે છોકરો હાથમાંથી ગયો; પંણ મારો અંતરાત્મ્યા કે'તો'તો કે તારો છોકરો એવો નથી. મરતાં મરતાં હવે મારા હૈયાને ટાઢક વળી...'

'મરે ને તમારા દુશમન. ટાંણેને કટાંણે આવું તે શ્યું બોલતા હશો ? હવે તો જોજોને ભૈ કમાવા માંડશે ને પછી આપણને કોઈ વાતની કમીના નથી રે'વાની. તમેય ખાટલો ખંખેરીને બેઠા થશો...'

'ભગવાંન પાસે એટલું જ માગું છું કે મારો દીકરો જાટલીમેન થાય ને ન્યાત, જાત ને ગાંમમાં નાંમ કાઢે...'

'એક આશા ફળી છે તો બીજીએ ફળશે.' એટલું કહેતાં કહેતાં ચંપાની આંખોમાંથી હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં.

# ૧૯ પરિવર્તન

**પિતાની અને કુટુંબની** દુર્દશાનું કારણ પોતે જ છે એવું ભાન જગતને કાશીપુરમાં આવીને થયું. ત્યારથી એની વિચારશ્રેણીને નવું વલણ મળ્યું.

'આટલાં બધાં દુઃખ વેઠીને પિતાએ મને ભણાવ્યો એની પાછળ એમની એક જ દૃષ્ટિ હતીઃ હું અમલદાર બનું અને ધન કમાઉં, બીજાઓની નજરે મોટો માણસ ઠરૂં. વિદ્યોપાર્જન માટેનું એ ધ્યેય ભલે સંકુચિત હોય, છતાં સ્થિતિ, સંજોગ અને વાતાવરણની જે અસરો પિતાજી ઉપર થઈ, તેમાંથી એમને એ વિચારો સારા લાગ્યા. પરંતુ એમની એ આશા આ જન્મમાં તો કદિ ફળવાની નથી. દેશની વર્તમાન પરિસ્થિતિ એ આશા ફળવા દે તેવી નથી. પિતાજીની પરિગ્રહવૃત્તિની ભાવના ભૌતિક સુખ સગવડના ખ્યાલમાંથી જન્મેલી છે. એ ભાવના પાછળ પુત્ર અને કુટુંબ તરફનું વાત્સલ્ય વસેલું છે. પરંતુ જેમ દ્રવ્ય કરતાં જ્ઞાન ઉચ્ચતર છે તેમ પરિગ્રહ કરતાં અપરિગ્રહ વિશેષ ઉચ્ચ છે. ઇચ્છિત અને ઇચ્છનીય બન્નેનો જ્ઞાનપૂર્વક વિચાર કરતાં પ્રેયસ કરતાં શ્રેયસ વિશેષ પવિત્ર ગણાય. પ્રેયસની પાછળ કઠોર તપસ્યા કરી, ગુલામી માનસ કેળવીને દુઃખી થવું તે કરતાં શ્રેયસની સિદ્ધિ અર્થે કસોટીએ ચડવું એ શું ખોટું? પિતાજી મને સજ્જન બનેલો જોવા ઇચ્છે છે. એવો બનવા માટે નોકરી પાછળ ફાંફાં મારવાં નકામાં છે. માનવીની મુક્તિ અપાવે તેનું નામ વિદ્યા. પરંતુ અત્યારે તો માનવીને બંધનમાં જકડવાનું કામ જ ભણતર મારફત થઇ રહ્યું છે.' જગતને ક્યાંક વાંચેલું યાદ આવ્યું: 'The only goal of

human life is to offer freedom and be free, the freedom that gides it to the life which is worth-while' ( માનવજીવનનો એક માત્ર આદર્શ બીજાને સ્વાધીન બનાવવા અને જાતે સ્વાધીન બનવું તે છે. જે સ્વાધીનતા માનવતા તરફ લઈ જાય એ જ સાચી સ્વાધીનતા ). અહીં કાશીપુરમાં અને બધે માનવીઓ અને માનવતા પરાધીનતાની બેડીઓમાં જડાઈ રહેલાં છે. ધર્મને નામે, ધનને નામે, સત્તાને નામે, સમાજને નામે એ પરાધીનતાની જંજીરોમાં એમને જકડી લેવામાં આવ્યાં છે. એ બેડીઓ તોડવા–તોડાવવા માટે મારામાં જે તેટલી થોડી ઘણીએ બુદ્ધિ-શક્તિનો ઉપયોગ કરૂં તો જ મારૂં ભણેલું કંઈક ઉપયોગી થાય. સમાજની સુયોગ્ય રીતે નવેસરથી ગોઠવણી થયા વિના, મુલ્કનાં માનવીઓમાં જીન્દાદિલી જાગવાની નથી...પણ એમાં કષ્ટ છે, જોખમ છે, પિતાજી પણ નારાજ થશે. આટઆટલાં દુઃખ વેઠી દીકરાને ભણાવ્યો, એ દીકરો દમડા કમાવાને બદલે નિર્ધનતા, બલિદાન, કષ્ટ અને આપત્તિનો માર્ગ લેવા તૈયાર થાય તે જાણી એમને આઘાત થશે... એ આઘાત એમની અત્યારની જર્જરિત દશામાં કાતિલ નીવડે તો?'

જગતના મગજમાં આના આ વિચારોનાં ચક્રો સતત ચાલી રહ્યાં હતાં.

' શિક્ષણે મને બીજાઓ કરતાં વધારે જ્ઞાનવાળો બનાવ્યો હોય તો બીજાઓના હિત માટે જોખમ ખેડવામાં અને આપભોગ આપવામાં મારે આગળ રહેવું જ જોઈએ. **सुखार्थी संयतो भवेत्** સુખ શોધનારા-ઓએ સંયમી બનવું જોઈએ એ આર્યોની શિખામણ સાચી છે. વિશ્વની વર્તમાન પરિસ્થિતિના વિવિધ સંઘર્ષોના રહસ્યને જોતાં એ જ દૃષ્ટિ વધુ સાચી અને વિશેષ હિતકર છે. There is no hapiness in littleness, it lies in immensity ( મારાપણાની સંકુચિત

ભાવનામાં સાચું સુખ સમાઈ જતું નથી, એ તો સમષ્ટિના હિતની વિશાળ ભાવનામાં રહેલું છે). સ્વાર્થથી પર જઈ પરમાર્થ શોધે ને સાધે તે જ સાચો મુક્તાત્મા. બંધનમાં જકડાયેલા માનવીને મુક્તિ તરફ વળવાની પ્રેરણા આપે તેનું જ નામ વિદ્યા....હું પિતાજીને સમજાવીશ, કરગરીશ. એ મહાન છે, ઉદાર છે. એક છોકરાના સુખની ઈચ્છાની તૃપ્તિની ખાતર જેમણે આવડો મહાન ભોગ આપ્યો, તે ઘણાઓના સુખ માટે શું ન કરે: જો એમના દિલમાં એ વાત ઉગી જાય તો...હું એમને એટલુંએ સમજાવી નહિ શકું તો પછી મારૂં ભણતર, મારૂં જ્ઞાન શા ખપનાં?...ભાન ભૂલીને અવળે રસ્તે આથડતો, સારા યે કુટુંબના દુઃખનું કારણ બનેલો છતાં, એ પવિત્ર અને પ્રેમાળ પિતાએ પુત્રવાત્સલ્યથી પ્રેરાઈ, મારા પહાડ જેવડા દોષો તરફ જોયું નથી. તો પછી હું એમને પગે પડીને સમજાવી શકું ત્યારે એ શું કરવા તૈયાર ન થાય?'

વિચારોનાં આવાં મંથનોથી જગત પોતાની ભૂલો જોતો ગયો, તેમ તેમ એનામાં પરિવર્તન થતું ગયું. એ પરિવર્તન વીજળી તરફના વર્તન અને વલણમાં સક્રિય રીતે પ્રકટ થયું. માતા–પિતા તરફની એની દૃષ્ટિમાં તેમ કલ્પનાની સૃષ્ટિમાં પણ પલટો થયો. પોતાની જ ખાતર પિતાને આટલાં કષ્ટ વેઠવાં પડે એ ભાને એકાએક એના માનસને જે ધક્કો આપ્યો તેથી એની આંખ ઉઘડી. હવે વકીલાતની આશા તો રહી નહોતી અને સરકારતંત્રમાં દાખલ થવાની કલ્પના પણ પાનખરનાં વૃક્ષપત્રોની માફક અકાળે જ તૂટી પડી, તેથી એને પોતાને માટે નહિ પણ પિતાના દિલ ઉપર થનાર પ્રત્યાઘાતી અસરના વિચારે ચિંતા થવા લાગી. ત્યારથી પિતાને આઘાત ન થાય એ પ્રકારે ધીરેધીરે બધી વાત કરી એમના મનનું સમાધાન કેવી રીતે કરવું એની અકળામણ તેને થવા લાગી.

## પરિવર્તન

કાશીપુરનાં માનવીઓને જગત મજાક મશ્કરીનું સાધન બની ગયો હતો. તેને જોતાં જ તેઓ પૂછતાં: 'કેમ અલ્યા જગુ! હવે તું મામલતદાર ક્યારે થવાનો?' કોઈ કોઈ ઘરડા બહારથી વડીલપણું દાખવતાં એને પાસે બોલાવીને કહેતા: 'અલ્યા હવે તો બહુ ભણ્યો. તારા ભણતર પાછળ ખેંચાઈને બચારો રતનચંદ મરવા પડયો છે. હવે તો પાંચ પૈસા કમાઈ માબાપને સુખી કર્ય ને છાનોમાનો સખણો રહી બાયડી હાથે ઘરસંસાર ચલાવ!'

ગ્રામજનોની કાતિલ જીભ જગતના કાળજામાં ઊંડા ઘા કરી જતી, છતાં એમને જવાબ આપવા એટલે એમના નિંદાકાર્યને ઉત્તેજન આપવું એમ સમજીને જગત મૌન સેવીને પોતાના કામે જતો. તો પણ લોક જીભના એ આકરા માગએ એના સૂતેલા આત્માને પડકાર આપીને જગાડવાનું આડકતરૂં ભલું કામ કર્યું.

જગતને પોતાના ભૂતકાળ માટે પસ્તાવો થતો હતો; પરંતુ ભાવિનો માર્ગ એને સૂઝતો નહોતો. પિતાની ગંભીર માંદગી, અને કુટુંબ ઉપર પોતાના જ કારણે ધસી આવેલી નિર્ધનતા એ બે પ્રશ્નો એને ખૂબ ખૂબ મુઝવી રહ્યા હતા.

'પિતાએ પ્રાણ નીચોવી મને ભણાવ્યો, એ ભણતરથી મેળવેલું જ્ઞાન વેચી, પૈસા કમાઈ એમની યથાશક્તિ સેવા બજાવું, એટલી તક પણ મને કોઈ આપતું નથી. બી. એ. થયા પછી પણ જો બેકાર રઝળવાનું હોય, તો પિતાજી કરતા હતા એ ધંધો શો ખોટો હતો?'

મૂંઝાયેલા જગતે માર્ગદર્શન માટે ચારે બાજુએ માનસિક ફાંફાં માર્યાં. 'માલતી પાસે મદદ માગું? હવે હું વીજળીને અન્યાય કરતો નથી એ જોયા પછી એ મને જરુર મદદ કરશે...ના, ના. મર્દ થઈને, ગ્રેજ્યુએટ જુવાન થઈને સ્ત્રીમિત્રની યાચના કરૂં?...કદાચ અત્યાર પહેલાં એ પરણી યે ગઈ હશે અને મારૂં નામ સુદ્ધાં ભૂલી

ગઈ હશે !...સર મદનલાલ પાસે નોકરીની માગણી કરું ?...ના, ના. ત્યાં તો પેલો મોટો ભય ડોળા ફાડી રહ્યો છે...એવા મોટા મિલ-માલિક મારા જેવા નાના માનવીની ઓળખાણ શા માટે રાખે ?... નોકરી માટે પાછો શહેરમાં જાઉં તો પિતાજીની ચાકરી શી રીતે કરી શકાય ?...ત્યારે અહીં રહીને શું કરવાનો ?...શું આ ભણતર માનવીને સગી મા સમાં જન્મસ્થાનનાં ગામડાંમાંથી અપરમાતા સમાં શહેરોમાં ધકેલનારું જ છે ?...' વિચાર કરી કરીને થાક્યો ત્યારે એને અનંતનું સ્મરણ થયું. છેવટે પોતાના મનનો બધોએ ભાર એણે કાગળમાં ઠાલવ્યો અને તે અનંત ઉપર મોકલાવ્યો.

વળતી ટપાલે જ અનંતનો કાગળ આવ્યો. એણે જગતને આશ્વાસન આપ્યું હતું. ઠપકાનો એક અક્ષર પણ એમાં નહોતો.

'તું જરાયે મૂંઝાતો નહિ ' અનંતનો પત્ર જગત ફરીફરીને વાંચી રહ્યો હતો. 'તારી વાત સાચી છે. આપણા દેશની ભાષાથી અજાણ્યા આપણા વિદેશી સત્તાવાળાઓએ એમની ભાષા જાણનાર કારકુનો તૈયાર કરવા અંગ્રેજી ભણતરની વ્યવસ્થા કરી છે. એ ભણતરના ઘણા લાભ છે, પરંતુ આપણને આપણાપણું ભૂલાવી, બુદ્ધિના ગુલામ બનાવવાની એ એક શાહીવાદી યુક્તિ પણ છે. ઉચ્ચ કોમનો હોવાને કારણે તને સરકારી તંત્ર આજે સંઘરવાની ના પાડે છે, એ શાહીવાદી રમતનો એક ભાગ છે. આપણો દેશ ગામડાનો છે. ગામડાની ધરતીનું ધાવણ ધાઈને આપણે ઉછરીએ છીએ, પરદેશી શિક્ષણ આપણને સગી માતાના સ્તનની દીંટડી છોડાવી ધાવને આશરે ધકેલી દે છે...ગામડાંમાં કામના ઢગલા પડયા છે. આપણા શિક્ષિત નવયુવાનો ભણતર વેચવા શહેરો તરફ રઘવાયા થઈને દોડવાની મનોદશા છોડી, દેશના પાયારૂપ ગામડાંને સ્વાવલંબી, સ્વાસ્થ્યપૂર્ણ અને સજીવ બનાવવાના કામમાં પડે તો સ્વતંત્રતા અને સ્વરાજ હાથ-

વેંતમાં આવી જાય...તારો ત્યાં રહેવાનો વિચાર મને ઘણો જ ગમ્યો છે. તું બીજી કોઈ રીતે ગભરાતો નહિ. અત્યારે હું ઘણા કામમાં રોકાયેલો છું એટલે તને રૂબરૂ મળવા આવી શકતો નથી. પણ થોડા જ દિવસમાં તને મળી જઈશ. બાપુજીની સેવાને તારા જીવનનો આદર્શ ગણજે.'

અનંતે જગત પરના પત્ર સાથે એકસો રૂપિયાની કરન્સી નોટો પણ મોકલાવી હતી.

પત્ર વાંચીને જગતને હૈયે હામ આવી. એને ગામડામાં રહીને કામ કરવાના જે વિચારો થયા હતા, તેને અનંત તરફના સક્રિય અનુમોદન અને માર્ગદર્શનની રૂપરેખાથી વળગી રહેવાનું બળ મળ્યું.

એક દિવસ રતનચંદે જગતને પોતાની પાસે બોલાવી, આમ-તેમની વાતો કરતાં કરતાં પૂછ્યું: 'ભૈ, તારી બા કે'છે કે, હવે ભૈ કમાવા માંડશે એટલે આપણે કશી ચિંતા નથી. તે હેં ભૈ, બી. એ. થનારા મામલતદાર થાય ખરા કે નહિ? એમને કેટલા વખતમાં મામલતદારી મળતી હશે?'

હા કે ના એવા એક અક્ષરમાં જે પ્રશ્નનો જવાબ આપી શકાય, એવું સરળ લાગતું કાર્ય જગત માટે સ્વર્ગમાંથી ગંગા ઉતારવા સમું ભગીરથ થઈ પડ્યું. 'હું મામલતદાર થઈ શકું એમ નથી એ જાણતાં એમના ક્ષયથી જીર્ણ બની ગયેલા હૈયાને ધક્કો લાગે અને એનો ઘા જીરવવો અસહ્ય બની જાય તો?' એ વિચાર જગતની જીભને પકડીને બેસી ગયો.

'ભૈ,...' પુત્રને બોલવામાં વિલંબ થતો જોઈ રતનચંદ બોલ્યો.

'પિતાજી, બી. એ. થનારા મામલતદાર તો થાય, પણ શરૂઆતમાં તો કારકુની જ મળે.' જગત સાચવી સંભાળીને બોલતો

હતો: 'અત્યારે દેશમાં અને દુનિયામાં ખૂબજ પરિવર્તન થઈ ગયું છે. પચીસ વર્ષ પહેલાં સરકારી નોકરીનો લોકોમાં જે મોહ હતો, તે ઓછો થઈ ગયો છે. એનો ચળકાટ હવે ઝાંખો પડયો છે. સરકાર-તંત્ર પણ હવે ઉજળિયાત વર્ગને બદલે પછાત વર્ગવાળાઓને પાંખમાં લઈ એમની ઓથ શોધે છે...'

'તે હૈ, તને મામલતદાર ન બનાવે ?'

'પિતાજી, મામલતદાર બનવામાં હવે સાર નથી, એટલે આપણે એનો મોહ ન રાખીએ, તો પણ...'

'પણ ભૈલા ! તું મામલતદાર બને એટલા માટે તો પેટે પાટા બાંધીબાંધીને મેં તને ભણાવ્યો. બીજી નોકરીમાં શું માલ ? મામલતદારને લોકો સલામો કરે, એ તો આખા તાલુકાનો રાજા...'

'હવે તો રાજાઓનો યુગ આથમવા બેઠો છે અને પ્રજાનો યુગ ઉગતો જાય છે. પિતાજી, જનતાને પોતાના હક અધિકારનું ભાન થતું જાય છે, સ્વમાનની રક્ષા માટે જેલમાં જવા તેમ હસ્તે મુખે હૈયા ઉપર ગોળી ઝીલવા તે તત્પર બની છે...'

'હૈ,' રતનચંદે નિઃશ્વાસ મૂકયો. 'તું મામલતદાર બને, લોકો તને માન આપે, એ જોવા તો હું મરણને પાછું ધકેલી જીવતો રહ્યો...'

'બાપુજી ! લોકો આજે તો સેવકોને માન આપે છે, એમની ઉપર હુકમ ગજવતા અને દમન ચલાવતા સત્તાવાળાઓને નહિ. તમે મને ભણાવ્યો તો હું લોકોનો સેવક બની એમનો પ્રેમ મેળવું એને માટે હવે આશીર્વાદ આપો. આપણો દેશ પરાધીન છે. એ સ્વાધીન બની શકે એ પ્રકારનું કામ કરવું ત પ્રત્યેક દેશજનની ફરજ છે. પરંતુ જે ભણીને બુદ્ધિવાળા થયા છે એમની તો વિશેષ ફરજ છે. સરકારી નોકરથી એ ફરજ બજાવી શકાતી નથી. વળી પ્રમાણિકપણે

પગાર ઉપર જીવવું હોય તો સરકારી નોકર હવે ધનના ઢગલા કરી શકે તેમ નથી...'

'ભૈ, મારે તો તને જાટલીમેન બનેલો જોવો હતો...'

'બાપુજી ! આપના આશીર્વાદ મળે તો હું એવો બનું. આજે 'જેન્ટલમેન'ની વ્યાખ્યા બદલાઇ છે. જનતાનો જે નમ્રસેવક હોય, પોતાની માતૃભૂમિની મુક્તિ માટે જે સર્વસ્વ બલિદાન આપવા તત્પર હોય તે જ આજે 'જેન્ટલમેન' ગણાય છે. બાપુજી ! આજ સુધી મને એ વાતનું ભાન નહોતું. હું કપુત બની તમારા બધાંના દુઃખનું કારણ બન્યો હતો. બાપુજી ! તમારી આ માંદગીએ હવે મારી આંખ ઉઘાડી છે, મને આપ આશીર્વાદ આપો કે હવે હું સાચો સુપુત્ર બનું.'

બોલતાં બોલતાં એ ગળગળો થઇ ગયો. લાગણીથી લદબદ બની એણે પિતાના પગ પકડી એની ઉપર મસ્તક મૂકી દીધું. એની આંખોમાંથી આંસુ વહી વહી રતનચંદના પગ ધોવા લાગ્યાં. 'પિતાજી ! પિતાજી ! કૉલેજમાં જઇ હું તમને ભૂલી ગયો, જન્મ આપનાર જનુનીને વીસરી ગયો, જન્મભૂમિની ગુલામીનો યે મને ખ્યાલ ન રહ્યો અને વડીલોએ સોંપેલી પત્નીની પણ મેં અવગણના કરી...'

'ભૈ, ભૈ, ભૈલા, બાપલા !' રતનચંદે દીકરાને છાતી સરસો લઇ એનાં આંસુ લૂછવા માંડયાં ત્યારે એ વત્સલ પિતાના હૈયાંમાં છૂપાયલા આંસુના ધોધ એકસામટા વહેવા લાગ્યા.

'પિતાજી, તમે આટઆટલાં દુઃખ વેઠયાં, મને ભણાવવા માટે...'

'બેટા...'

'અને મેં તમારી જ અવગણના કરી. હવે મારી આંખ ઉઘડી છે, ત્યારે મને પાછો માનવી મટી જાઉં એવી ખીણમાં ધકેલી ન દો. મને તમારી સેવા કરવા દો....'

'ભૈ, આપણી દશાનો વિચાર કરૈ છું ત્યારે...'

'પિતાજી ! આપણા કરતાં આપણા કરોડો દેશવાસીઓની દશા વધુ બૂરી છે. આપણા કાશીપુરની દશા એથી યે વિશેષ બૂરી છે. એ બધાની સેવા કરવી એ બી. એ. થયેલા નવજુવાનની સાચી ફરજ છે. મને એ ફરજ બજાવવાની તક આપો. હું બે હાથ જોડી તમારી પાસે એટલી ભિક્ષા માગું છું.'

'ભૈ, આવી બધી વાતો મારાથી સમજી શકાતી નથી. તું ભણેલો ગણેલો જાટલીમેન સમજી શકે. તારી ઇચ્છાની આડે મારે આવવું નથી. હું તો હવે થોડા દા'ડાનો મેમાન છું. પણ તારી વહુને તું રાજી રાખજે. એમાં ભગવાંન રાજી રહેશે. અને તારી બાના જીવને નિરાંત મળશે. સ્ત્રીજાતિ તો જીવતી જાગતી જોગમાયાનો અવતાર છે. એની આંતરડી કકળાવીને જગતભરમાં કદિ કોઈ સુખી થયું નથી એટલું ધ્યાનમાં રાખજે. ભૈ !'

'પિતાજી ! તમારી આ માંદગીએ જ મારી આંખ ઉઘાડી છે. હવે મને મારી મૂર્ખાઇનું ભાન થયું છે. પ્રાણને છોડી આજ સુધી હું પડછાયાને પકડવા ફાંફાં મારતો હતો, પણ તમે જીવન નીચોવી નાખીને મને જે માર્ગનું દર્શન કરાવ્યું છે તે હવે હું જીવનભર નહિ વીસરૂં. કાલ સુધી મેં જેને ગામડિયણ ગણી કાઢી હતી, તે તમારી પુત્રવધૂ સુજનતામાં મારા કરતાં અનેકગણી ચડિયાતી છે, એ હવે હું સમજી શક્યો છું. જો હું વકીલ કે અમલદાર થયો હોત તો હું એને જંગલી ઝૉડ અને ભારરૂપ ગણત, પણ આપના આ જીવનબલિદાનથી...'

'બેટા, શૈલા ! બધી ભગવાંનની લીલા છે, મેં કશું જ કર્યું નથી. ભૈ, ધાર્યું તો ધરણીધરનું જ થાય છે...'

'તો પછી એની એવી જ ઇચ્છા છે એમ સંતોષ માની,

મને માતા-પિતા અને માતૃભૂમિની સેવા કરવાની પરવાનગી અને આશિષ આપો.'

'ભૈ, મારા તો તને સદાયે આશીર્વાદ જ છે. મહાત્માજીનો એક છોકરો એમનાથી ઉલટો ચાલે છે, છતાં એ કે'છેઃ 'પુત્રથી પિતા સદાયે હારેલો જ છે.' અને એને આશીર્વાદ આપે જ છે ને.'

'પિતાજી, મારે તમને હરાવવા નથી. હારજીતની હોડ તો કોલેજના જુદા જ વાતાવરણે મારી આંખોને મિથ્યા મોહનો અંધાપો આપ્યો હતો ત્યારે હું પણ માંડી બેઠો હતો. પણ તમારા જ પુણ્ય પ્રતાપે આજે મને નવી આંખ મળી છે અને શહેરી ઝાકઝમાળના મિથ્યા મોહની ભ્રમણામાં ભૂલો પડી હું અવળે રસ્તે અટવાતો હતો તેમાં મારી હાર થઈ એ હવે હું સમજી શક્યો છું.'

'બેટા ! હું ભગવાનની પ્રાર્થના કરૂં છું કે એ તને એવો બનાવે કે તું સાચો કુળદીપક બને. તને મારા આશીર્વાદ છે.'

'આપનાં એ પ્રાર્થના અને આશીર્વાદ મને જે બળ આપશે તે જગતમાં બીજે ક્યાંયથી પણ મળી શકે તેમ નથી.'

પુત્રે ફરીથી પિતાના ચરણમાં મસ્તક મૂક્યું અને પિતાએ એની ઉપર વત્સલ હાથ ફેરવવા માંડયા એ વખતે ચંપા પતિને દવા આપવા આવી. પિતા-પુત્રને પહેલી જ વખત આમ ગંભીરભાવે વાતો કરતા જોઈ એના હૈયામાં હર્ષનો ઉમળકો આવ્યો.

'લાવો બા, મારા બાપુજીને હું દવા આપીશ.' ચંપાના હાથમાં દવાનું સાધન જોઈ જગતે માગણી કરી.

'ભલે ભૈ, તારા હાથની દવા લઈ ભગવાન એમનું બધુ દુઃખ મટાડી દો !' ચંપાએ પુત્રની માગણી સ્વીકારીને કહ્યું.

*

વીજળી અને જગતનું મિલન સમજણપૂર્વકની સોહાગરાતના પ્રથમ મિલન કરતાં પણ વિશેષ આહ્લાદક હતું. જગતના પ્રેમની પહેલી પ્રસાદી વીજળી માટે પૃથ્વી ઉપર સ્વર્ગ મેળવ્યા તુલ્ય બની, ત્યારે વીજળીની આંખોમાંથી આનંદના અતિરેકનાં ચોધાર આંસુ વહેવા લાગ્યાં.

તે જોઇ જગતે એને હૈયાસરસી લઇને આશ્વાસન આપતાં કહ્યું: ' તું આમ ન કર. હવે તારા અને મારા જીવનની કાળરાત્રિ પૂરી થઇને નવજીવનની ઉષા ઉદિત થઈ છે. મારી આંખો પર મિથ્યા મોહનાં જે પડળ ફરી વળ્યાં હતાં, તે પિતાજીના આત્મભોગના દિવ્યાંજનથી દૂર થયાં છે.' એણે વીજળીનાં આંસુ લૂછી એના મસ્તકને ઊંચું કરી કપાળ ઉપર ચુંબન કર્યું.

' ભગવાન મારા આ સુખને છીનવી તો નહિ લે, એવી શંકા, મારા મનને વારવા છતાં, વારંવાર ગભરાવી મૂકે છે.'

' વીજળી, એમાં મારો વાંક છે...'

' ના, વાંક મારા નસીબનો...'

' વીજળી, હું ભણતો હતો પણ જગતનો મને જરાયે અનુભવ નહિ. મારા કરતાં તો ઓછું ભણેલા પિતાજીનાં જ્ઞાન–અનુભવ વધારે છે એ પણ મારાથી હવે જ સમજાયું. એમનાં વચનો હવે તો મારા હૈયામાં જડાઈ ગયાં છે. પિતાજી કહે છે એ ખરું છે. ' સ્ત્રીજાતિ જગતમાં જીવતી જાગતી જોગમાયાનો અવતાર છે: એની આંતરડી કકળાવીને દુનિયામાં કદિ કોઇ સુખી થયું નથી.' એમના એ શબ્દો મને હવે તો જીવનભર યાદ રહેશે....'

'મેં શહેરની કન્યાઓ જોઈ, ત્યારથી જ મને લાગ્યું હતું કે હું તમારે લાયક નથી...'

જગતે વીજળીના મોંઢા પર હાથ દાબીને કહ્યુંઃ 'હવે મને એવી વાતો સંભળાવીશ નહિ. શહેરોમાં બાહ્ય ઠઠારો ને ટાપટીપ હશે પણ ધન, અધિકાર, સ્વતંત્રતા, સમાનતાના ઉપલકિયા વિચારોની અસરે નગરકન્યાઓનાં માથાં ચિત્રવિચિત્ર કલ્પના તરંગોથી ભરાઇ ગયાં છે. એ બહારના ભપકા પાછળ જાતજાતના અસંતોષની આગ ધૂંધવાઇ રહી છે. નવીનારી લગ્ન કરે છે તેની પાછળ પુરુષ સમોવડી બનવાના અધકચરા વિચારોનો અપચો ઘૂમરીઓ લઈ રહ્યો છે. આપણા પૂર્વજોએ જે વાતાવરણ લગ્ન સમારંભની આસપાસ ઊભું કર્યું હતું, તેમાં જે કચરો પેસી ગયો હોય તેને દૂર કરીએ તો, એમાં વિશેષ ગંભીરતા અને પવિત્રતા રહેલાં છે. એમાં દંપતી નવરચના માટે હમેશને માટે પરસ્પરને અવલંબીને રહે એવી ભાવના છે, ત્યારે અત્યારનાં 'સિવિલ મેરેજ'ની પાછળ લગ્ન વિચ્છેદ: મિલ્કતમાં ભાગ: વ્યક્તિગત સ્વાતંત્ર્યના ઉચ્છેદક ભાવ ખદબદી રહ્યા છે.'

'મને એ તો કશું સમજાતું નથી, પણ હું ગામડાની, અભણ, જરાયે રૂપ વિનાની...'

'એક દિવસ હું એવું જ માનતો હતો, પણ પિતાજીએ મારે સારૂ મરણને ય વહાલું ગણ્યું છે એ જોયા પછી મને મારી ભૂલ સમજાઈ છે. સાચું સુખ બહારના રૂપ, રંગ અને નખરામાંથી નહિ, પણ આંતરમનની નિર્મળતા ઉપર અવલંબે છે. વીજળી, મેં તારી આટલી અવગણના કરી, છતાં તું મારાં ને તારાં મા.ની એમની સેવા ચાકરીમાં યે સંતોષ માની રહી છે. ભણેલી, બાહ્ય ટાપટીપવાળી નગરકન્યા હોત તો મારા પરનું વેર એ મારા વડીલો પર વાળત... વીજળી, હવે એ બધી ગઇકાલની વાતોને ભૂલી જા...'

'ના. મારી ખામીઓ હું જોઈ શકું છું. માલતીબહેને એ ખામીઓ દૂર કરવાની, માજણી બહેનની માફક મને સાચી શિખામણ આપી ત્યારથી તો મારાં મા-બાપનો પણ તમારા ઉપરનો રોષ ઓછો થઈ ગયો અને મને એમણે ભણવાની સગવડ કરી આપી...'

'તું લખતાં વાંચતાં શીખી છે ?'

'હા. તમે આટલું ભણ્યા અને હું અભણ રહું તો તમારે માટે ભારરૂપ ગણાઉં, એ માલતીબહેનની વાત મારા હૈયામાં વસી ગઈ...'

'માલતી તને મળી હતી ?'

'હા. મારા આ નસીબપલટાને હું તો એમનો જ પુણ્ય પ્રતાપ માનું છું. તમે મારી સાથે હસીને વાત કરી તે જ દિવસે મેં એમને કાગળ પણ લખ્યો છે...'

'ત્યારે તો સ્રીઓનું આ બધું પુરુષો વિરૂદ્ધનું જ કાવતરું હતું... હવે એ પકડાઈ ગયું...'

'ના, અમારી ભૂલો જ અમે તો જોઈ છે...'

'કદાચ એને લીધે જ મને મારી ત્રૂટિયોનું ભાન થયું. હવે હું સમજી શકયો કે માનવધર્મ સમજવા માટે શિક્ષણ કરતાં આત્માનુભવ વિશેષ મહત્ત્વનો છે. હું આજ સુધી મને જ ભૂલી ગયો હતો, તેથી જ તોફાનમાં સપડાયલા વહાણના જેવી મારી દશા થઈ હતી. એ અજ્ઞાનને લીધે હું તને તરછોડી બેઠો હતો...' લાગણીના આવેશથી તેણે વીજળીને પોતાની તરફ ખેંચી અને એના ઓઠ પર સ્નેહભર્યું ચુંબન કર્યું.

બળતા બપોરે તરસે શોષાતા ગળાને શીતળ જળ મળવાથી જેવી શાતા વળે એવી શાતા વીજળીના સંતપ્ત હૈયાને વળી. અને ઉભય પ્રકૃતિના પારણાસમા આનંદોલ્લાસને હિંડોળે ઝૂલી રહ્યાં.





## પહેલો સ્પર્શ

મોગરાની સુગંધ જેવો
મીઠો, ગુલાબકળી જેવો
મોહક, કમળ પાંદડી
સમો મુલાયમ. એ પહેલો
સ્પર્શ રામદાસની
દુનિયા પલટાવી ગયો.

: દિગ્દર્શક :

**વી. શાંતારામની**

સર્વમોહી રચના




કથા સંવાદ અને ગીતો

**દિવાન શરાર**



**રાજકમલ ચિત્ર**



મુખ્ય ભૂમિકા :

- **વનમાલા**
- **ઉલ્હાસ**



આપના શહેરમાં બહુ
જલદીથી આવી પહોંચશે



# નોવેલ્ટી

મુંબઇ.

---

**શકુન્તલા હીરક મહોત્સવ ઉજવી આગળ વધે છે.**

સળંગ રંગીન કોપી

**સ્વસ્તિક** મુંબઇ

કોઈ જો આવે દીવડા સાથે
દીવડે દીવડો જાગે!

દીવડે
દીવડો
જગાવતા

# પિયા મિલન




ના અણમોલ
પ્રસંગને રૂપેરી
પરદા ઉપર
રોકી રાખે છે.

સાથે છે-

નટખટ
બાળનટી
**બેબી શકુન્તલા**
**નજમા**
**મીરઝાં મુશરફ**

નમણી
**નિર્મળા**

મસ્ત
**મોતીલાલ**

દિગ્દર્શન-
**એસ. એમ. યુસુફ.**

નિર્માતા-
**જે. બી. એચ. વાડીઆ**

'ૠણાનુબંધ' આ પ્રકારની ઘટનાની નવલ કથા છે. આમાં નવજુવાનો સામે આક્ષેપ મૂકવાની કે એમને ઉપાલંભ આપવાની લેખકની દાનત નથી. એ તો માત્ર વિવિધ પરિબળો અને વિવિધ વાતાવરણમાંથી જન્મતા સંઘર્ષો રજૂ કરીને વચ્ચેથી ખસી જાય છે.

આ પ્રકારની ઘટનાઓ એ એકલા કોઇ સમાજનો કે મુલકનોજ પ્રશ્ન નથી રહી: એ તો દેશોદેશ અને ખંડેખંડમાં ઉકેલ માગતી સમસ્યાઓ બની બેઠી છે. પરંતુ હિંદુસ્તાનમાં ગામડાં અને નગરોની વચ્ચે આચાર-વિચારનો મોટો અખાત પથરાઇ ગયેલો છે; એટલે આવી ઘટનાઓ બને તેથી ભય પામવાનું નથી. તેમ ઉચ્ચ કેળવણીથી આવા પ્રકાર બને છે એમ કલ્પી કેળવણીની ટીકા કરવાનું યે કંઇ કારણ નથી.

જે સ્થિતિ, સંજોગ અને વાતાવરણને લીધે આવી ઘટનાઓના પ્રસંગ ઉપસ્થિત થતા હોય, તેનો વિચાર કરી એને પલટાવવા માટે સમય, શક્તિ અને બુદ્ધિનો સદુપયોગ થાય તે નિષ્ક્રિય નિષેધ અને નિષ્ક્રિય ઉપદેશ કરતાં હજાર દરજ્જે ઉપયોગી છે.



